## પ્રાક્કથન

આપણા આર્યપુરુષો સિદ્ધિઓને માની ગયા છે. તેની પ્રાપ્તિ માટે જન્મ, ઔષધિ, મંત્ર, તપ અને સમાધિ આ પાંચ ઉપાયો બતાવતા ગયા છે; જેમ–

> वेदे रामायणे चैव पुराणे भारते तथा।
> आदौ मध्ये तथा चान्ते हरि सर्वत्र गीयते॥

–છે તેમ જ દરેક ગ્રંથમાં સિદ્ધિઓનુ વર્ણન છે જ. દરેક સંપ્રદાયમાં દરેક આચાર્યના જીવનમા, દરેક દેશની લોકકથાઓમાં આ તત્ત્વ હસ્તી ધરાવે છે. ભારતમાં એવો એક પણ સંપ્રદાય નથી કે, જેમાં સિદ્ધિઓની વાત ન હોય. બૌદ્ધોમાં 'જાતકકથાઓ'ના નામે સિદ્ધિઓની ગાથાઓ ભરેલી છે જ. વૈષ્ણવસંપ્રદાયો આવી સિદ્ધિઓની વાતોથી ખકાત નથી. પ્રાચીન કે અર્વાચીન કોઈ પણ ભક્તની ગાથા સિદ્ધિઓથી વંચિત સાપડતી નથી. કોઈ મંત્રથી, કોઈ તપથી, કોઈ સમાધિ એટલે યોગમાર્ગથી સિદ્ધિ સાંપડ્યાની વાતો વિનાની નથી જ. ગાયત્રીના અનુષ્ઠાનથી સિદ્ધિની વાતો ગાયત્રીપૂજકો કરે છે. રામમંત્રથી રામાનંદીય સમાજ, નવકારમંત્રથી જૈન સમાજ, સિદ્ધિ સાપડશે આમ ગાઈ રહ્યા છે.

સારા સારા લેખકમહાશયો સિદ્ધોનાં જીવનો આલેખતાં સિદ્ધનાં વર્ણનો કરતાં સંકોચાય છે. તેને લોકકથાઓમાં ખપાવવા મથે છે. તેમની પાશ્ચિમાત્ય શિક્ષણની ભાવના ભારતીય સિદ્ધોની સિદ્ધિને માનવા ના કહે છે.

સોરઠ સિદ્ધોનો દેશ છે, ગરવાના ખાંપે હજારો સિદ્ધો

દૂરદૂરથી આવી સિદ્ધિઓ મેળવી ગયા છે. જેમાંનાં થોડાં સિદ્ધોનાં જીવનોને સંગ્રહવાનો આ નાનો યત્ન છે. આજે હજારો માનવીઓ સિદ્ધો અને તેની સિદ્ધિઓને સાદર સત્યતાપૂર્ણ માનવા તૈયાર છે. આજ અનેક સાધકો મંત્રૌષધિ, તપ અને સમાધિ દ્વારા સિદ્ધિઓ મેળવવા યત્નો કરી રહ્યા છે. નવચંડી વા શતચંડી, પાઠાત્મક વા હોમાત્મક વિષ્ણુયાગ, શિવયાગ–ગાયત્રી પુરશ્ચરણ આ બધાંને સિદ્ધિઓ મેળવવા અર્થે જ સાધકો સાધી રહ્યા છે. આજના જડ શિક્ષણનો કોઈ ભાગ સિદ્ધિઓને નકારતો હોય તો તે ખરું નથી. પ્રસ્તુત પુસ્તકમાં થોડા સિદ્ધોનાં જીવન આપવામાં આવ્યાં છે. સિદ્ધો સૌરાષ્ટ્રના જ છે; આથી પુસ્તકનું 'સોરઠના સિદ્ધો' આ નામ આપ્યું છે.

માનવપ્રકૃતિમાં મતભેદ હોય જ એ ન્યાયે મારા આ યત્ન માટે પણ હોય જ, છતાં ઉદાર વાચકગણ સિદ્ધકથાઓ પર અભિરુચિ રાખે છે આમ જણાશે તો આ દિશામાં વધુ યત્ન કરવામાં આવશે. હજુ આવા ચારેક ભાગો થાય તેટલાં જીવનો મારી નોંધમાં છે. અંતે આ દિશામાં આવા પ્રકારનું પ્રથમ જ પ્રકાશન થતું હોવાથી સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટના સંચાલકોનો હું આભાર માનું છું.

કાલિદાસ મહારાજ

# અન્ય ઉપયોગી પુસ્તકો

**પાતંજલ યોગસૂત્ર** ૧–૨૫
[સ્વામી વિવેકાનંદકૃત રાજયોગ]
મહામુનિ પતંજલિનું યોગસૂત્ર, સ્વામી વિવેકાનંદકૃત ભાવાર્થ તથા વિવેચન સહિત.

**વિવેકાનંદસાર** ૩–૦૦
'સ્વામી વિવેકાનંદ' ભા. ૧ થી ૧૩ ઉપરથી સંકલિત કરેલા આ પુસ્તકનું વાચન વિચાર અને ચારિત્ર્યઘડતર માટે ઉપયોગી.

**ભક્તિયોગ** ૨–૦૦
[સ્વામી વિવેકાનંદ]
ધર્મ, ભક્તિ, પુનર્જન્મ, મનુષ્ય-કર્તવ્ય વગેરે વિષયો ઉપર પ્રકાશ પાડતાં વ્યાખ્યાનો.

**પરમહંસ શ્રીરામકૃષ્ણદેવનાં વચનામૃતો** ૦–૩૭
માર્ગદર્શક પ્રેરક વચનોનો સંગ્રહ

**બાળકોના વિવેકાનંદ** ૦–૨૫
સ્વામી વિવેકાનંદનું બાળોપયોગી ટૂંકું ચરિત્ર.

**રામકૃષ્ણ વાર્તાલાપ**
પુસ્તક ૧લું ૨–૫૦
ગૂઢ તત્ત્વજ્ઞાન સરળ રીતે સમજાવતી બોધક વાતો તથા પ્રસંગો.

**રામકૃષ્ણ વાર્તાલાપ**
પુસ્તક ૨જું ૨–૦૦
મૂળ બંગાળીમાં પ્રસિદ્ધ થયેલા 'રામકૃષ્ણ કથામૃત' ભાગ પાંચમાના અનુવાદરૂપ આ પુસ્તકમાં શ્રી રામકૃષ્ણનો જુદી જુદી વ્યક્તિઓ સાથેનો ઉપયોગી વાર્તાલાપ

**શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ**
ભાગ ૧લો ૦–૫૦
ગૂઢ તત્ત્વજ્ઞાન સરળ રીતે સમજાવતી બોધક વાતો તથા પ્રસંગો.

**શ્રી રામકૃષ્ણ ઉપદેશ** ૦–૩૭
ઉપદેશોનો મનનીય સંગ્રહ.

**શ્રી રામકૃષ્ણ પરમહંસ** ૦–૩૭
બાળોપયોગી ઉપદેશાત્મક ટૂંકું ચરિત્ર.

**શ્રી રામકૃષ્ણ પરમહંસ– સંક્ષિપ્ત જીવન** ૦–૨૫
આબાલવૃદ્ધોને ઉપયોગી બની શકે તેવું પરમહંસદેવનું ટૂંકું જીવનચરિત્ર.

**શ્રીરામચંદ્ર દત્ત અને નાગમહાશય** ૧–૦૦
પરમહંસ શ્રી રામકૃષ્ણના કૃપાપાત્ર બે ગૃહસ્થ-શિષ્યોનાં પ્રેરણાદાયી ચરિત્રો.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ

# અનુક્રમ


| | | | |
|---|---|---|---|
| ૧ | રસસિદ્ધ નાગાર્જુન | ... | ૯ |
| ૨ | સિદ્ધ ધૂંધળીનાથ ... | ... | ૧૮ |
| ૩ | સિદ્ધ મેકરણ ... | ... | ૨૭ |
| ૪ | સિદ્ધ પ્યારેરામજી ... | ... | ૪૬ |
| ૫ | સિદ્ધ જ્ઞાનસાગરજી... | ... | ૬૩ |
| ૬ | સિદ્ધ મોતીરામ કાપડી | ... | ૭૭ |
| ૭ | સિદ્ધ જસા પુંજા ... | ... | ૮૮ |
| ૮ | સિદ્ધ જઈતા ભગત | ... | ૧૦૧ |
| ૯ | સિદ્ધ કાનડગિરિજી | ... | ૧૧૦ |
| ૧૦ | સિદ્ધ રામદાસજી મહારાજ ... | | ૧૨૯ |
| ૧૧ | સિદ્ધ નારાયણદાસજી | ... | ૧૩૮ |
| ૧૨ | સિદ્ધ પાલનદેવ ... | ... | ૧૫૦ |
| ૧૩ | સિદ્ધ ત્રિકમસાહેબ | ... | ૧૬૦ |
| ૧૪ | સિદ્ધ ખીમદાસજી–સીમરોલી | | ૧૬૫ |

# ૧ : રસસિદ્ધ નાગાર્જુન

નાગાર્જુન સૌરાષ્ટ્રના આદિ રાજા જેઠવાના પાટનગર ઢાંકનો રાજા હતો. રસસિદ્ધ પુરુષો તેને સૌરાષ્ટ્રનો આદિ કિમિયાગર માને છે. તેણે ધાતુના મારણ–શોધનમાં સંપૂર્ણ સફળતા મેળવી હતી. તે સામાન્ય ધાતુમાંથી સહેજમાં સોનું બનાવતો. પારદના તમામ ગુણોની જાણકારીમાં તે પારંગત હતો. 'રસોદ્ધારતંત્ર' નામે ગ્રંથ તેના નામે આજે વૈદ્યજગતમાં જાણીતો છે. તે વરાહમિહીર, આર્યભટ્ટ અને કાલિદાસનો સમકાલીન હતો.

કોઈ તેને ભ્રમથી શિલાહરવંશી થાણાનો રાજા માને છે, પરંતુ તે બંધબેસતું લાગતું નથી; કારણ કે ક્ષિતિરાજ શિલાહર પછી નાગાર્જુન ઈ. સ. ૧૦૫૫માં ગાદી પર આવ્યાના તામ્રલેખો મળી આવ્યા છે. તેણે માત્ર દશ વર્ષ રાજ્ય કર્યું હતું. રસસિદ્ધ નાગાર્જુન ગુપ્તવંશી રાજાઓના સમકાલીન સૌરાષ્ટ્રનો જેઠવો રાજા હતો.

નાગાર્જુનને અમૃત શોધવાની પૂરી ધૂન લાગી હતી. તેણે સર્વપ્રથમ આયુર્વેદ જોયો. રસતંત્રનો અભ્યાસ કર્યો; સાથે ભારતના તત્કાલીન રસસાહિત્યમાં રસ ધરાવતા રસસિદ્ધો અને સાધકોનો સહવાસ કર્યો.

તેને ખાતરી થઈ કે, जन्मौषधितपः-मंत्रसमाधिजाः सिद्धयः– જન્મના કારણે, ઔષધિઓથી, તપ અને મંત્રોનાં અનુષ્ઠાનથી સિદ્ધિઓ મળે છે.

નાગાર્જુનના સમયમાં રસસાહિત્ય ઉદયની ચરમ સીમા પર પહોંચી ગયું હતું. આથી આવા ગ્રંથોના જ્ઞાતા પુરુષોને જાતે મળી જાણવા અને મેળવવા યોગ્ય સાહિત્ય એકઠું કર્યું. પછી સંપૂર્ણ તૈયારી સાથે તે અમૃતની શોધમાં લાગી ગયો. તેણે અનેક ઔષધિઓ દેશદેશાંતરમાંથી મંગાવી તેના ગુણદોષનું પૃથક્કરણ કરી તેના

પર શાસ્ત્રીય રીતે અને પોતાને સમજાયું તે રીતે પ્રયોગો કર્યા. આમાં લાંબો સમય નીકળી જતાં રાજ્યમાં અવ્યવસ્થા જામી ગઈ. દરેક માંડલિક સ્વતંત્ર થઈ ગયો. નોકરો રાજહુકમની ખુલ્લી રીતે અવહેલના કરવા લાગ્યા. પ્રજાનો મોટો ભાગ કર ભરવાનું બંધ કરી મનસ્વી રીતે જીવન જીવવા લાગ્યો. નાગાર્જુનના ખજાનામાં રસસિદ્ધિના પ્રભાવે ખોટ આવે તેમ તો ન હતું, પરંતુ અરાજકતા ફેલાવાથી સર્વસામાન્ય પ્રજાજીવન જોખમાવા લાગ્યું. રાજા પોતાની ધૂન પાછળ પાગલ હતો. તેને રાજ્યની કંઈ પડી ન હતી.

મંત્રીઓ ઘણી વાર મહારાજાનું ધ્યાન ખેંચતાં કહેતા કે, 'હે દેવ! પરરાષ્ટ્ર તરફથી દેશ પર સૈન્ય આવતાં વિલંબ નહીં થાય. વેળાસર ચેતવામાં નહીં આવે તો લોકો માટે અમૃત શોધી અમર બનાવવાની ધૂનમાં જાન ગુમાવવા પડશે અને પ્રજાનો મોટો ભાગ આપણા પ્રમાદથી નાશ પામશે, સંપત્તિ વેડફાશે, સૌરાષ્ટ્રનું એવું પતન થશે કે સો વર્ષો સુધી આકરા યત્નો કરવા છતાં ફરી મૂળ સ્થિતિ પ્રાપ્ત નહીં થાય. આથી આપે રસસિદ્ધિ કરવાના યત્નો પડતા મૂકી રાજ્યસિદ્ધિના યત્નો પ્રથમ કરવા જોઈએ. આમાં આપની કીર્તિ અને રાજ્યની આબાદી છે. પૂર્વના પંડિતો કહી ગયા છે કે,

**आर्तानामिह जन्तूनामार्तिच्छेदं करोति यः ।**
**शंखचक्रगदाहीनो द्विभुजः परमेश्वरः ॥**

જે રાજા, આર્ત–પીડિત પ્રાણીઓની પીડા દૂર કરે છે તે શંખ, ચક્ર, ગદા અને પદ્મ વિનાનો છતાં તે બે હાથવાળો પરમેશ્વર છે.'

રાજા નાગાર્જુન તેના જવાબમાં કહેતો કે, 'મિત્રો! તમારું કથન સત્ય છે. હું અમૃતની શોધ કરું છું, પણ તેની સાથે સાથે મરણની શોધ થતી જ જાય છે. દેશ પર ચડી આવનાર હૂણો જેવા દુશ્મનો સામે નાગાર્જુનને સૈન્ય મોકલવાં પડે તેમ નથી. માત્ર થોડી ઓષધિના પ્રયોગથી એકીસાથે એક જ સમયે હજારો માનવીઓ, માનવલોક મૂકી યમાલયમાં જતા રહે એવા એકથી અનેક પ્રયોગો

તૈયાર છે; છતાં તમારો રાજા કોઈને મારવા ચાહતો નથી. સહુને અમર કરવા ઇચ્છે છે એ ભુલાવું ન જોઈએ. તમે રાજા શબ્દની જે સ્તુતિ કરી એ પણ મારાથી અજાણ્યું નથી, મારા મંત્રીઓ! નીતિશાસ્ત્રોમાં મેં અનેકવાર વાંચ્યું છે કે,

पर्जन्य इव भूतानामाधारः पृथ्वीपतिः
विफलेऽपि हि पर्जन्ये जीव्यते न तु भूपतौ॥

જેમ વરસાદ બધાં પ્રાણીઓનો આધાર છે તે જ રીતે રાજા તમામ પ્રાણીઓનો આધાર છે. વરસાદ નહીં આવવાથી પ્રજા જીવી જાય છે, પરંતુ રાજાના અભાવે જીવી શકતી નથી. અર્થાત્ દુર્ભિક્ષતાથી અરાજકતા વધુ વિનાશક છે. સુશાસનકર્તા શાસક દુર્ભિક્ષતા નિવારી શકે છે.'

'મહારાજ, ક્ષમા કરજો, આપ સર્વ નીતિવિશારદ હોવા છતાં આપની વર્તમાન અમૃતશોધનપ્રવૃત્તિ અતિરેકની ચરમ સીમા પર પહોંચી ગઈ છે. અમારી અમાત્યવર્ગની પ્રાર્થના છે કે, કૃપા કરી પ્રતિદિન રાજસભામાં હાજરી આપતા રહો; રાજકાજમાં ઔષધિ-શોધનની અપેક્ષાએ વધુ સમય આપો; આપના કથન પ્રમાણે બહારનાં આક્રમણોને આપણે ખાળી શકીશું; પરંતુ આંતરિક કલેશોને નિવારી શકીશું નહીં. અમારી સમજ પ્રમાણે બહારના શત્રુઓની અપેક્ષાએ ઘરના મિત્ર–શત્રુઓ વધુ અહિત કરી શકે છે. રાજાએ પોતાની સપ્ત પ્રકૃતિને નિયમિત રીતે સંભાળતા રહેવું જોઈએ.'

'રાષ્ટ્રના હિતેચ્છુ મંત્રીવરો! જ્યારે રાજ્ય સંભાળવા માટે આપનો અત્યાગ્રહ છે તો યુવરાજને બોલાવો. આજે જ તાજ તેના માથા પર મૂકી હું તેને રાજ સોંપી દઉં. પછી તમે એમને દોરવણી આપતા રહી રાજતંત્રને વ્યવસ્થિત ચલાવો. હું તો જ્યાં સુધી મારા કાર્યમાં અમૃતની શોધમાં સંપૂર્ણ વિજયી નહીં નીવડું ત્યાં સુધી મારી જાતની સંભાળ લેવાનો સમય લેવા પણ ઇચ્છતો નથી. મારો નિશ્ચય છે કે, कार्यं साधयामि वा देहं पातयामि।'

મંત્રીમંડળ મહારાજ નાગાર્જુનની ધૂનનું જાણકાર હતું. તે જ વખતે તેણે મોટી સભા ભરવાના સમાચાર નગરજનોમાં પહોંચતા કર્યા. બીજે દિવસે પ્રાતઃકાળે રાજકુમારને રાજ સોંપવામાં આવ્યું અને સારાયે નગરમાં તે દિવસને તહેવારનો ગણવાની રાજાજ્ઞાની ઘોષણા કરવામાં આવી.

પુત્રની ખાંધ પર રાજધુરા મૂકી નાગાર્જુન પોતાના અમૃત-શોધનના કાર્યમાં દુનિયાના સમસ્ત વ્યવહારો ભૂલી દત્તચિત્ત થઈ ગયો.

*

'માતા ! મારા પિતાજીએ મને ઢાંકનું રાજ્ય સ્વતંત્ર રીતે સોંપી દીધું.' કુમારે માતાના ચરણમાં નમતાં કહ્યું.

'મેં સાંભળ્યું કે, તને રાજ્ય આપ્યું.' કશાય રસ વિના માતાએ શુષ્ક જવાબ આપ્યો.

આથી કુમારને આશ્ચર્ય થયું. માતૃભક્ત કુંવરે ખૂબ જ નમ્રભાવે કહ્યું : 'માતા ! આપને આનંદ થવો જોઈએ તે બદલ આમ શુષ્ક ભાવે ઉપેક્ષાવૃત્તિ કેમ દાખવી ? શું મને રાજ મળ્યું તે આપને રુચ્યું નહીં ?'

'પુત્રને રાજ મળે એ સાંભળી કઈ માતાને આનંદ ન થાય ? કુમાર ! તમને રાજ મળ્યું તે ખરી વાત નથી; એટલે મને આનંદ થયો નથી.'

'આપના કથનમાં મને કશું સમજાતું નથી. રાજતિલક થયું, રાજદંડ અને રાજમુદ્રા મને સોંપાયાં, છતાં આપ શાથી કહો છો કે, રાજ્ય મળ્યું નથી ? આપના કથનના ગર્ભમાં પડેલ મર્મ સમજાવશો ?' આશ્ચર્ય પામતા કુમારે પ્રશ્ન કર્યો.

'મારા સંસારના દાવપેચથી તદ્દન અજાણ પુત્ર ! જ્યાં સુધી તારા પિતા હયાત છે ત્યાં સુધી તું નામનો જ રાજા છે; અર્થાત્ એમના વતી તને ભારવાહક ઠરાવવામાં આવ્યો છે. તારા પિતા

પોતાના કામમાંથી ફારેગ થયા એટલે તે જ ફરી રાજ સંભાળી લેવાના, સમજ્યો? જૂનો રાજા જીવે ત્યાં સુધી ગાદી પર આવનાર નવો રાજા માત્ર રમકડાના રાજાથી વધુ કિંમતી ગણાતો નથી.'

'ત્યારે શું આપ એમ કહેવા ઇચ્છો છો કે, મારા પિતાએ મને સૌરાષ્ટ્રનું રાજ કાયમી આપ્યું નથી?'

'હા એમ જ. તે ધૂની છે. તેમના વિચારો સ્થિર નથી. આવતી કાલે તે શું કરશે તેનું અનુમાન આજે કરી શકાય નહીં તેવી વિચિત્ર પ્રકૃતિના તે માનવી છે.'

'ત્યારે, મારે માટે ઉત્તમ માર્ગ કયો તે બતાવશો?'

'હા, અવશ્ય બતાવીશ. તે એ કે તારા પિતા જીવિત રહેવા જોઈએ નહીં.'

'મા! તું શું એમ કહે છે કે, મારે પિતૃહત્યા કરવી?'

'ના મારા પુત્ર, એમ કહેતી નથી અને કહું તો તેમ થાય તેમ નથી; કારણ કે સિદ્ધિના પ્રતાપે તારા તીર્થસ્વરૂપ પિતા અવધ્ય છે. હું એમની ગૃહિણી હોવાથી જાણું છું કે, તેમની પાસે એવી સિદ્ધિઓ છે કે, તેમના પર હજાર તલવારના ઘા કરવામાં આવે તોપણ તેમના દેહ પર અસર થાય નહીં. બીજા માટે અમૃતસિદ્ધિ કરવા ગયેલા તેઓ જાતે લગભગ અમર જેવા જ છે.'

'તો પછી જે થયું છે તે યોગ્ય થયું છે, એમ માની સંતોષ શા માટે ન માનવો?' પુત્રે કહ્યું.

'સંતોષ માનવો એ તારો ધર્મ નથી; કારણ કે असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च पार्थिवा–અસંતોષી બ્રાહ્મણ અને સંતોષી રાજા નાશ પામે છે.'

'માતા! તમારી આજની અસંબદ્ધ વાતો સાંભળતાં મને કશી સમજ પડતી નથી. નવાઈની વાત તો એ છે કે, તું જાતે વૈધવ્ય મેળવવા પુત્રને ચડાવી રહી છે, કલંકિત બનવા પ્રયાસ કરે છે!'

'જરૂર ચડાવું છું બેટા ! તને પિતૃહત્યારો બનાવતાં મારે જ ખમવાનું છે એ હું જાણું છું. કોઈ પણ આર્ય સન્નારીને છાજે નહિ તેવા માર્ગે તારી માતા જાય છે, છતાં આથી બીજો કોઈ જ સલામતીવાળો માર્ગ તારા માટે નથી. તારા પિતા વિશ્વ મરણધર્મવાળું છે તેને અમર બનાવવા ચાહે છે. આ તેમનું પગલું ઈશ્વરી રચના વિરુદ્ધ હોવાથી તે અપૂર્ણ જ રહેવાનું છે. કોઈ ને કોઈ તેમના વિનાશ માટે નિમિત્ત બનવાનું જ. જો આમ થવું અનિવાર્ય છે તો પછી તને શા માટે નિમિત્ત ન બનાવવો ? કારણ કે અન્ય નિમિત્ત થતાં તમામ પ્રજાને, તને અને મને સહુને યાતનાઓ ભોગવવી પડવાની; ત્યારે તું નિમિત્ત થશે તો કોઈને કશી યાતના ભોગવવી પડશે નહીં. આમ ભાવિનો વિચાર કરી આ માર્ગે જવા તને સૂચના કરું છું.'

'માતા ! તું તો કહે છે કે, તેઓ અસ્ત્રશસ્ત્રથી અવધ્ય છે, પછી આવી વાત કેમ કરે છે ?'

'બેટા ! તેનો માર્ગ પણ વિચાર્યો છે. તારે આજે તેમનાં દર્શનાર્થે જવું. તેઓ ઉદાર છે. તને કંઈ માગવા કહે ત્યારે તારે તેમના મસ્તકની યાચના કરવી, એટલે તેઓ જાતે જ પોતાના મૃત્યુનો માર્ગ તને બતાવશે.'

'માતા, કોઈ પણ પુત્ર પોતાના પિતાની હત્યા કરે જ નહીં. તું કેવા અધમમાર્ગે મને દોરી રહી છે ?'

'વિશ્વના નિયમોને સાચવવા તેમ કરવું અનિચ્છનીય હોવા છતાં અનિવાર્ય છે. જા, ભીરુતા મૂકી કાર્યમાં તત્પર બન.'

માતાએ બતાવેલો માર્ગ અયોગ્ય હોવા છતાં કુમાર તે માર્ગે જવા રજા માગી પોતાને મહેલે ગયો.

બીજા દિવસે સૂર્યોદય થતાં જ નિત્યકર્મોથી પરવારી કુમાર પિતાનાં દર્શનાર્થે તેમની રસશાળામાં ગયો.

મહારાજ રસેશ્વર નાગાર્જુન પોતાના કાર્યમાં એકાગ્ર બની રસશુદ્ધિ કરી રહ્યા હતા. કુમારને જોતાં જ તેઓ બોલ્યા : 'બેટા !

હવે તો બહુ થોડા જ દિવસોમાં વિશ્વ પરથી મૃત્યુનો ભય દૂર કરવા-તારા પિતા સમર્થ બનશે. ભગવાન ધન્વંતરિની કૃપાથી અમર કરનારાં તમામ ઔષધો મળી આવ્યાં છે. તેનો યોગ કરવો જ માત્ર હવે બાકી રહ્યો છે. જે કાર્ય અશ્વિનીકુમારો ન કરી શકયા, લંકેશ્વરને સમજાયું નહીં, મહર્ષિ ચરકાચાર્યથી ઉકેલાયું નહીં, સમસ્ત વાજસનેયી સંહિતાના અભ્યાસકોની મતિમાં ઊતર્યું નહીં, તે આયુર્વેદનો રહસ્યાત્મક ભાગ આ તારા પિતાની સમજમાં આવ્યો છે. હવે તો સફળતામાં રંચ પણ શંકાને સ્થાન નથી. આજે તારું આવવું મારા આનંદમાં વૃદ્ધિ કરે છે. માગ માગ, શું જોઈએ છે? તારા સિદ્ધિસ્વામી પિતાને કાંઈ પણ અદેય નથી. મારા અપરિમિત સામર્થ્ય પ્રમાણે માગી લે.'

'પિતાજી! સૌરાષ્ટ્ર જેવી દિવ્ય ભૂમિનું શાસન આપની કૃપાથી પ્રાપ્ત થયા પછી બીજા વરની આકાંક્ષા નથી, છતાં આપવા કહો છો ત્યારે પુત્ર-પિતા પાસે તેમના મસ્તકની યાચના કરે છે.'

પુત્ર તરફથી અકલ્પનીય યાચના થતી સાંભળી થોડીવાર નાગાર્જુન સ્તબ્ધ બની ગયો. પછી ધીમેથી બોલ્યોઃ 'કુમાર! નીતિકારોનાં વચનો આજે સાચાં કરે છે:

खरं श्वानं गजं मत्तं रंडां च बहुभाषिणीम् ।
राजपुत्रं कुमित्रं च दूरतः परिवर्जयेत् ॥

ગર્દભ, શ્વાન, હાથી, ગાંડો માનવી, બહુ બોલનાર સ્ત્રી, રાજપુત્ર અને દુષ્ટ મિત્ર આટલાંનો દૂરથી જ ત્યાગ કરવો જોઈએ.

તું રાજપુત્ર છો. આજે જૂનાં નીતિવાક્યોને તું સાચા સ્વરૂપમાં જગત આગળ લાવે છે. નાગાર્જુન દાન આપીશ કહી પછી બદલાતો નથી. લે તલવાર અને ઉતારી લે આ માથું. અમૃતની ક્રિયા ભલે અપૂર્ણ રહે.'

કુમારના હૃદયમાં હજારો વીંછીની વેદના થવા લાગી. આવા પ્રતાપી પિતાનો વધ કરવો સર્વ રીતે હાનિકર્તા હોવા છતાં માતાના

કથનનો અનાદર કરવો તે પણ યોગ્ય નથી. પિતાજી અમૃત સિદ્ધ કરી વિશ્વ પરથી કાળનો ભય દૂર કરે એ વાત સૃજનકાળના પ્રવાહને રોકવા જેવી છે. કાળદેવ એ સહન ન જ કરે, ગમે તે પ્રકારે રાજ પર આફત ઊતરવાની, તો પછી પિતાને વિદાય આપી શા માટે આવતી વિપત્તિના પ્રવાહને આવતા પહેલાં જ રોકવો નહીં ? વ્યક્તિના બલિદાને રાષ્ટ્ર ઊગરી જતું હોય તો વ્યક્તિનો મોહ જતો કરવો હિતાવહ છે. રાષ્ટ્રપતિના નાશમાં રાજહિત સમાયું હોય તો કોઈ પણ રાષ્ટ્રપ્રેમીએ વ્યક્તિની મહાનતા ભૂલવી જોઈએ. ગમે તેવી મહાન વ્યક્તિ પણ જો જનતાના કલ્યાણના માર્ગમાં કંટકરૂપ હોય તો તેને દૂર કરવામાં પાપ નથી.

કુમારે તલવાર પકડી. પિતાજીની ઝુકાવેલી ગરદન પર ઝીંકી. ધાર નકામી બની ગઈ. ગરદન જરા પણ કપાઈ નહીં. કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તેણે અપાર ભોંઠપ અનુભવી.

'બેટા ! જોયો તારા પિતાની રસસિદ્ધિનો પ્રતાપ ? વિશ્વમાં એવું કોઈ અસ્ત્રશસ્ત્ર સરજાયું નથી કે, આ શરીરને કાપી શકે. વિશ્વ માટે અમૃત શોધનાર પોતાની જાતને નિર્ભય બનાવી શકે નહિ તો તેને પામર માનવો. મારો પુત્ર મારું મસ્તક માગે આમાં હું ઈશ્વરી સંકેત માની મારું રસસિદ્ધિનું કાર્ય અહીં જ અટકાવું છું. લાવ તારી તલવાર, મારી પાસે લાવ.' આમ કહી નાગાર્જુને પુત્રના હાથમાંથી તલવાર લઈ તેની ધાર પર ઔષધિ લગાડી ફરી પુત્રના હાથમાં આપી અને કહ્યું, 'લે, તારું કામ પૂર્ણ કરી લે.'

'બાપુ ! હું તમોને મારું ? આમ કહેતાં કુમારના હાથમાંથી તલવાર જમીન પર પડી ગઈ. આંખોમાંથી આંસુની ધાર ચાલી નીકળી. 'મને ક્ષમા કરો, હું અધમ છું.'

'ના બેટા, તું અધમ નથી. મારું બીજું રૂપ છે: 'आत्मा वै जायते पुत्रः' આ શ્રુતિવાક્ય સાચું છે. બોલ, આ માર્ગે જવા તને કોણે સલાહ આપી ?'

'મારી માતાએ.' પુત્રે ધીમેથી કહ્યું.

'પત્ની પતિના વધની સલાહ આપે અને તે સલાહ પુત્ર માની પિતૃવધ કરવા તૈયાર થાય આમાં ચોક્કસ ઈશ્વરી સંકેત જ છે. ભગવાન ધન્વંતરિ વિશ્વના માનવસમાજ સામે અમૃતઔષધિ પહોંચાડવા ઇચ્છતા નથી. મેં કુદરતના અટલ સિદ્ધાંતને ઉવેખવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો. મારાં અધૂરાં કાર્યો કોઈ માનવી પૂર્ણ કરી શકશે નહીં. મારે વિશ્વ સામે સુવર્ણના પર્વતો રચવા હતા, જનતાને સાચા જનાર્દનના રૂપમાં બનાવી કાળની ભીતિ વિનાની ને મધુર જીવન જીવી અમર ભાવે રહે એમ કરવું હતું તે થયું નહીં.'

'બેટા! તું તારું કામ પૂર્ણ કર. તારા પિતા મરતા મરતાં કહે છે કે, बलीयसी केवलमीश्वरेच्छा।'

ઔષધિથી ખરડાયેલું ખડ્ગ પિતાની ગરદન પર પડતાં ધડથી મસ્તક અલગ થઈ ગયું. ભાવિ દુઃખની કલ્પના ઉપર વિશ્વની એક મહાન જ્યોતિને બુઝાવી નાખવામાં આવી. વિશ્વ અમૃત મેળવવાથી કાયમ વંચિત રહી ગયું.

રસેશ્વર નાગાર્જુનના મરણના સમાચારે પ્રજા વ્યાકુળ બની. અમાત્યવર્ગ ઊંડા વિષાદમાં પડ્યો. પરંતુ આ કાર્ય રાજકુમારે રાજમાતાની પ્રેરણાથી કર્યું એવા સમાચાર મળતાં સહુ મૌન રહ્યા.

પુત્રે પિતાનો વિધિવત્ અંતિમ સંસ્કાર કર્યો. બીજે જ દિવસે રસશાળાને સમેટી લેવામાં આવી કે, જેથી ફરી બીજો કોઈ પણ અમૃતસિદ્ધિ કરવાની મહત્ત્વાકાંક્ષાવાળો થાય નહીં.

નાગાર્જુન જગતને અમૃત આપી અવનિમાં અમરતા લાવત કે કેમ એ પ્રશ્ન તેમના અકાળે થયેલા વધથી વણઉકલ્યો રહી ગયો. આ દિશામાં ફરી કોઈએ પ્રયત્ન કર્યો હોય તેવું જાણવામાં આવ્યું નથી.

નાગાર્જુન દેવના પ્રયત્નોનાં નાનાં નાનાં ચિહ્નો આજ પણ ધાતુશોધક કિમિયાગરોમાં જોવામાં આવે છે. ઇતિહાસ નાગાર્જુનને ગ્રામકાલીન માને છે.

## ૨ : સિદ્ધ ધૂંધળીનાથ

'ધૂંધાએ આપની ગમે તેટલાં વર્ષો સેવા કરી પ્રીતિ સંપાદન કરી હોય, પરંતુ તેને નાથસંપ્રદાયની દીક્ષા આપવી યોગ્ય નથી, કારણ કે તે શૂદ્ર છે. ' એક નાથે કહ્યું.

'આપણા સિદ્ધાંતમાં જાતિવાદને સ્થાન નથી. ધૂંધો સુપાત્ર છે. અમે અનેકવાર તેની કસોટી કરી ખાતરી કરી છે. શૂદ્ર હોવાને કારણે તેને દીક્ષા આપવી નહીં' આ તમારો દુરાગ્રહ આપણી પરિપાટીને અનુકૂળ નથી.' મુખ્ય મહંત જેવા દેખાતા નાથે ઊંચે અવાજે કહ્યું.

'નાથજી, તમે ધૂંધાના ખોટા મોહમાં સત્ય ભૂલો છો.' ત્રીજા નાથે દૂરથી નજીક આવી કહ્યું, 'આપણામાં જાતિવાદને સ્થાન અપાતું નથી એ ખરું છે, છતાં તે તામસ છે. ભાગ્યયોગે સારા સહવાસે તે યોગવિદ્યામાં નિપુણતા મેળવી સિદ્ધિવાળો થાય તો જગતને તેનાથી લાભને બદલે હાનિ થવાનો સંભવ છે; કારણ કે તામસ લોકો સિદ્ધ થાય છે તો સેવાના સ્થાને સત્તાધીશ બની બેસે છે અને પોતાની શક્તિનો ઉપયોગ બીજાના અહિતમાં કરે છે. માટે ધૂંધાને નાથ બનાવવાથી નાથસંપ્રદાય નિંદાશે.'

બીજા નાથોએ પણ એ જ વાત કહી ટેકો આપ્યો કે યોગવિદ્યા સર્વ માટે સમાન હોવા છતાં તામસ પ્રકૃતિનાં મનુષ્યો માટે તે હિતકારક નથી. કોઈ થોડીઘણી વિદ્યા પચાવી અર્ધયોગી જેવા બને તો તે ખેલાડી જેવો બની તમાશા કરે અને સંપૂર્ણ સિદ્ધિ મેળવી લે તો ક્રોધમાં આવી જગતનું અહિત કરે. બન્ને રીતે અયોગ્ય ગણાય. યોગવિદ્યા સાત્ત્વિક પ્રકૃતિવાળા સાધક માટે જ ઉપયોગી છે અને પાત્ર પણ તે જ છે.

આટલી હદ સુધી વિરોધ થયા છતાં ધૂંધાને નાથસંપ્રદાયની દીક્ષા આપવામાં આવી અને ત્યારથી તેનું નામ ધૂંધળીનાથ પાડવામાં આવ્યું.

'આ નવો નાથ સત્યાનાશ કાઢશે. આવી પાપપૂર્ણ પ્રવૃત્તિમાં ભાગ લઈ શકાય નહીં.' આમ કહેતા દીક્ષાવિરોધી નાથો પોતપોતાનાં રહેઠાણ તરફ ચાલ્યા ગયા.

ધૂંધો કોળી હતો. તેનો જન્મ જેઠવાના પાટનગર ઢાંકમાં થયો હતો, જ્યાં રસસિદ્ધ નાગાર્જુનનાં રાજ મંડાયાં હતાં. જેને નજરે નિહાળવા એકવાર દેવરાજ ઇંદ્ર અને તેમના અમર વૈદ્યો અશ્વિનીકુમારો-ને ભૂતળ પર આવવું પડ્યું હતું, જે કામ ચરકાચાર્યથી થયું નહીં, તે કામ આ ધન્વંતરિના અવતાર સમા મહાન રસસિદ્ધ નાગાર્જુને કર્યું હતું. તેની નેમ હતી કે, અમૃત સર્વસુલભ બનાવવું અને હમેશને માટે લોકોનાં હૃદયમાંથી યમનો ભય દૂર કરવો. થોડો સમય કાળદેવ થોભ્યા હોત તો નાગાર્જુન ધારેલ ધ્યેય પૂર્ણ કરત. આવા દિવ્ય નગરમાં ધૂંધુ ઊછર્યો હતો. બચપણમાં જ તેને માતા-પિતા ગુમાવવાં પડ્યાં. કાકાએ તેને ઊછેર્યો અને લાકડાં કાપવાનો વ્યવ-સાય સોંપ્યો.

યુવાન ધૂંધુ ગિરનારની સઘન વનરાજિમાં વાંસની વિપુલતા જોઈ આવ્યો. ત્યાં તે નાથ બાવાઓના સહવાસમાં આવ્યો અને તેમની સેવા કરવા લાગ્યો. એકાદ દશકો નાથની સેવામાં વીતતાં મહંત રીઝયા અને ધૂંધુને નાથ બનાવવા ગિરનારમાં વસતા તમામ નાથોને એકઠા કર્યા, જેમાં કાનીફ, ગોરખ, જલંધરી, ઔઘડ, મત્સ્યેન્દ્ર, દત્ત વગેરે સંજ્ઞાધારી નાથો પોતપોતાના શિષ્યો સાથે આવ્યા; પરંતુ કોઈ પણ નાથ ધૂંધુને નાથદીક્ષા આપવા સંમત થયા નહીં. તેઓની દૃઢ માન્યતા હતી કે, તામસ હવામાં ઊછરેલા શૂદ્રજાતિના માનવીને દીક્ષા આપતાં કદાચ સિદ્ધિ પ્રાપ્ત થાય તો તે સિદ્ધિ વડે તે બીજાનું હિતને બદલે અવશ્ય અહિત કરવાનો. સાત્ત્વિક પ્રકૃતિનાં મનુષ્યોને વરેલી સિદ્ધિઓ જ પરહિતાર્થે વપરાય છે. તામસ લોકોને વરેલી સિદ્ધિ 'ઓછું પાત્ર

ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો ' જેવું પરિણામ લાવે છે. આથી બધા નાથોએ જોરથી વિરોધ કર્યો અને ત્યાંથી પછી સહુ ચાલ્યા ગયા.

નાથોના ગયા પછી દત્તનાથ પંથના જિદ્દી મહંતે ધૂંધુને દીક્ષા આપી, તેનુ નામ ધૂંધળીનાથ રાખ્યું.

દત્તપંથનો ત્યારનો મહંત સિદ્ધ હતો. તેણે ધૂંધળીને યોગમાર્ગની કૂંચીઓ બતાવવી શરૂ કરી. દશેક વર્ષ જતાં ધૂંધળીનાથ હઠયોગમાં પારંગત થયો. તમામ આસનો, મુદ્રાઓ, ષટ્ચક્રો, બંકનાળ, ત્રિકુટી પગના રંગો, ગ્રંથ, દશ નાદ વગેરેનો જાણકાર થતાં ધૂંધુને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ. તે એકધારી હઠયોગની પ્રક્રિયા પ્રમાણે એકવીશ દિવસ સુધીની સમાધિ ચડાવવા સમર્થ થયો. ખડતલ દેહધારી ધૂંધુ ધૂંધળીનાથ થતાં વધુ ખડતલ બન્યો. સોરઠમાં તેના નામનો સિક્કો જામી ગયો. કેટલાય રાજરાણાઓ તેના શિષ્યો થયા.

ધૂંધુની કોળીની જાતિ ભુલાઈ ગઈ અને તમામ લોકો તેને સિદ્ધ ધૂંધળીનાથ તરીકે પૂજવા લાગ્યા.

સોરઠમાં અને કચ્છમાં આ સમયે વૈષ્ણવધર્મ ન હતો, શૈવ અને શાક્ત બન્ને સંપ્રદાયો નાથપંથમાં સમાઈ ગયા હતા.

જૂનાગઢ પાસે ગોરખમઢી બારગામની જાગીરદાર ગણાતી. કચ્છમાં ધીણોધરની જાગીર, અંજારમાં અજેપાળની જગ્યા આ બધાં નાથસંપ્રદાયના મુખ્ય ધામો હતાં. ગિરનારની દરેક ખેડરા અને ગુફાઓમાં નાથ સમાજ સભર ભર્યો હતો. દરરોજ સવારે દામોદર નદીના બન્ને કિનારા નાથ બાવાઓથી ઊભરાતા હતા. દરેક મુસાફર દૂરથી, નાથના દર્શનનાં તેજે અંજાતો હતો.



ધૂંધળીનાથના પ્રતાપનો પ્રભાકર મધ્યાહ્નમાં તપવા લાગ્યો. આ

વખતે મારવાડના એક રાજવી તેમની કીર્તિ-કૌમુદીથી આકર્ષાઈ દર્શનાર્થે આવ્યો. તેણે પોતાને બાળક ન હોવાથી સંતાન અર્થે નાથની પ્રાર્થના કરી. સિદ્ધિના પ્રતાપે પોતાની જાતને સમર્થ માનતા નાથે 'તને બે પુત્રો થશે, તેમાં એક પુત્ર મને આપવો' એવું વરદાન આપ્યું. ધૂંધળીનાથના વરદાને રાજાને એક પછી એક આમ બે પુત્રો પ્રાપ્ત થયા. પરંતુ 'गरि गरज मन और है सरी गरज मन और' એ કહેવત પ્રમાણે રાજા ધૂંધળીનાથને એક પુત્ર આપવાનું વચન આપી આવેલો તે વાત તે વીસરી ગયો.

ધૂંધળીનાથ ગિરનારની ગોદ મૂકી એકાએક દક્ષિણની યાત્રાએ નીકળી પડ્યા. દક્ષિણની ધરતી લીલોતરીથી જાણે લીલી સાડી પહેરી હોય તેમ મલકાતી હતી. માનવીના શ્રમનું ફળ ખેતરો અને બગીચાઓમાં નજરે પડતું હતું. મોસમ સારી હતી. વાવણી સમયનો ઉમંગ કાપણી વખતે બેવડાયો હોવાથી લોકોનાં હૈયાં હર્ષના હેલે ચડી હીંચતાં હતાં. સહુ કોઈ દિવસરાતના ભેદ ભૂલી કાર્યરત બની પુરુષાર્થને પૂજતાં હતાં. આખાય દક્ષિણમાં ઘૂમી નાથ ધૂંધળી મારવાડમાં આવ્યા.

પ્રકૃતિદેવી યૌવનને ઉંબરેથી ઊતરી આગળ વધી હતી. તેની કાયા કરમાવા લાગી હોવાથી ઝાડપાનમાં પીળો રંગ દેખાતો હતો. ઘેટાં-બકરાં પાકાં ઘાસ ખાતાં કંટાળી નવા કૂણા છોડવાઓની શોધમાં વેગથી દોડતાં હતાં. તમામ ડુંગરોનાં મથાળાં યોગીની પીળી પડેલી જટા જેવા રંગના દેખાતાં હતાં.

પોતાના વરદાનથી બે પુત્રો મેળવનાર રાજા પાસેથી એક પુત્ર મેળવવા માટે ધૂંધળીનાથ તેમના રાજ્યમાં આવ્યા. રાજાને નાથનું આવવું ગમ્યું નહીં, છતાં સામાન્ય સત્કાર કરી ઉતારો આપ્યો.

ચારેક દિવસ રોકાઈ ધૂંધળીનાથે પોતાને મોટો પુત્ર સોંપવા માગણી કરી, ત્યારે રાજાએ તેમને મૂર્ખ કહી આખીયે વાત નકારી

કાઢી અને કહ્યું: 'બાવાજી, કોઈ પણ માનવી ઈશ્વરી રચના રચી શકતો નથી. પુત્ર થવા એ કોઈ માનવીનાં વચનની શક્તિથી થાય તેવું માનવા હું તૈયાર નથી. તમારી પાસે આવી પુત્ર માટે પ્રાર્થના કરી ત્યારે તે મારા હૃદયની નબળાઈ હતી. આખું વિશ્વ માનવોથી સભર ભર્યું છે તે તમારા જેવા બાવાજીઓનાં વચનથી ભર્યું નથી. તમો ફરી આવી વાત ઉચ્ચારશો તો જીવના જવા દેવામાં આવશે નહીં. તમો આજે જ મારું રાજ્ય છોડી ચાલ્યા જજો.'

'મૂર્ખ રાજા!' ધૂંધળીનાથે કહ્યું, 'વચનથી પુત્ર થાય કે ન થાય એ ચર્ચા કરવા હું તારી પાસે આવ્યો નથી. હું તો પુત્રને લેવા આવ્યો છું. તે લઈને જ જવાનો છું. રાજમદમાં અંધ બનેલા માનવી! તને હજુ યોગશક્તિનો કદી પણ પરિચય થયો દેખાતો નથી. તારા જેવા મદાંધ માનવી પાસે પુત્ર લેવા આવનારમાં અપૂર્વ શક્તિ હશે જ આ વાત તારાથી ભુલાઈ ગઈ જણાય છે. તારા હિત માટે ફરી કહી રહ્યો છું કે કાલે પ્રાતઃકાળે મોટા પુત્રને સોંપી તારી, તારા રાજ્યની અને તમામ જનતાની આબાદી મેળવી લેજે, નહીંતર ન ધારેલું પરિણામ આવશે તે વાત ચોક્કસ જાણજે.'

'બાવાજી, આવી વાતોથી ડર ખાય તે ઘર બીજાં', સમજ્યા? જાઓ, અત્યારે જ રવાના થઈ જાઓ, નહીંતર મારે ભેખધારીના લોહીથી મારા હાથ ખરડવા પડશે.' રાજાએ ક્રોધથી કહ્યું.

'રાજા! મારવાડ હૂણ, શક અને માલવના ભાલાના જખમે ઉજ્જડ થયો હતો તે હજુ હમણાં જ પાંગરતો જાય છે, ત્યાં આવા ઉધામા શીદ કરવા પડે છે? શરત પ્રમાણે તારો મોટો પુત્ર તારે મને આપવો જ પડશે. સાંભળ્યું છે, વરણ દેવને શરત મુજબ રોહિતકુમાર નહીં આપનાર હરિશ્ચંદ્રના વરણે કેવા હાલ કર્યા હતા? સિદ્ધો અને દેવો–એક જ કોટિના શક્તિશાળી ગણાય છે. હઠયોગથી મનોનિગ્રહ થતાં અમારામાં અમોઘ શક્તિઓ આવી જાય

છે. આવી અપ્રતિમ વેગવાળી શક્તિઓ દેવોમાં પણ હોતી નથી. ઘણીવાર દેવોને પણ શોષવું પડે છે, ત્યારે યોગીઓ સર્વદા નિરાપદ રહી શકે છે.'

'રક્ષકો !' રાજા ગર્જના કરી બોલ્યો, 'આ બકવાદી બાવાને પકડી હદ બહાર મૂકી આવો. જેમ જેમ ભેખનું માન જાળવતા જઈએ છીએ તેમ તેમ આ ગવિષ્ઠ બાવો ચડતો જાય છે. જાઓ, એને ઉપાડી હદ બહાર ફેંકી દ્યો, પછી ભલે એની સિદ્ધિઓ વડે આપણા રાજને તારાજ કરે. તે મૂર્ખ રાજકુમારને બાવો બનાવવા માગી રહ્યો છે.' રાજહુકમ થતાં જ દશ બાર અંગરક્ષકો ધૂંધળીનાથને પકડવા આગળ વધ્યા. ચાર છ કદમ જતાં તેમનાથી આગળ વધી શકાયું નહીં. બધા જડવત્ ત્યાં જ ઊભા થઈ રહ્યા. આખોય રાજ-દરબાર ભયની ધ્રુજારી અનુભવવા લાગ્યો.

ઠાકોરને સાધુ કરામતી લાગ્યો. તેને ડરાવવામાં ભૂલ દેખાવા લાગી. પોતાને સંતાનો પ્રાપ્ત થયાં તે અકસ્માત્ નહીં પરંતુ આ મહાત્માની યૌગિક સિદ્ધિના પ્રતાપે મળ્યાં તેમ હવે તેને સ્પષ્ટ સમજાયું. આથી તે સિંહાસન પરથી ઊઠી નાથજીના ચરણમાં નમી બોલ્યો, 'નાથજી મહારાજ, હું ભૂલ્યો. આપને પિછાની શક્યો નહીં. સામાન્ય માનવીઓ સ્વાર્થસાધુ હોય છે. ખરા સંતો તેમના પર ગુસ્સો કરતા નથી. પુત્ર ન આપવો પડે માટે આ બધું મારે કરવું પડયું. મને ક્ષમા કરો.'

'રાજા, તમો જન્મને કારણે સિદ્ધ છો. લોકો તમારામાં બાવન પીરની કરામત માને છે, પરંતુ આ બધી માન્યતા તમારા રાજ પૂરતી જ હોય છે; કારણ કે તમારી સત્તા મર્યાદિત છે. તમામ શાસકો સૈન્યની તાકાતો પર મુસ્તાક રહે છે, ત્યારે અમે લોકો હઠયોગની પ્રક્રિયાની સિદ્ધિ દ્વારા અલૌકિક સિદ્ધિઓ મેળવી માનવોથી બની શકે નહિ તેવાં કાર્યો કરી શકીએ છીએ. દરેક યોગી યોગ સંપૂર્ણ થતાં સિદ્ધ બને છે. તારા શહેરને ઉગારવું હોય તો તારે

તારો પુત્ર મને સોંપવો જ જોઈએ.' નાથજીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

'મહારાજ! પુત્ર આપવા મારું પિતૃહૃદય ના કહે છે.'

'તો પછી જોઈ લે સિદ્ધિઓની શક્તિ.' આમ કહી નાથે ઝોળીમાંથી ભસ્મ લઈ હવામાં ફેંક્યાં તમામ દરબારીઓ જડવત્ બની ગયા. દરેકની વાણી બંધ થઈ. માત્ર રાજા એક જ આ હવાથી મુક્ત રહ્યો.

'કેમ રાજા, શો વિચાર કરે છે?' ધૂંધળીનાથે કહ્યું.

ધૂંધળીનાથની યૌગિક સિદ્ધિથી ભયગ્રસ્ત થયેલો રાજા અનિચ્છાએ પણ પુત્ર આપવા કબૂલ થયો. પછી ધૂંધળીનાથે બધા દરબારીઓને પૂર્વવત્ ભાનમાં આણ્યા.

બીજા દિવસે રાજકુમારને સોંપવામાં આવ્યો. ધૂંધળીનાથ તેને લઈ ઢાંક આવ્યા અને તેને બાળનાથ એવું નામ આપી નાથપંથની દીક્ષા આપી પોતાની જગ્યામાં રાખી પોતે ઘૂમવા નીકળી પડ્યા.

*

બાળ નાથને ઢાંકમાં રહેતાં છએક વર્ષ વીતી ગયાં. ધૂંધળીનાથે આટલો લાંબો સમય વીતી ગયો છતાં કોઈ દિવસ ઢાંક તરફ જોયું નહોતું.

એક દિવસ અકસ્માત્ તેમને પોતાના રાજકુમાર શિષ્યની સંભાળ લેવાની ઇચ્છા થતાં ઢાંક આવ્યા અને શિષ્યની દશા જોઈ તેમને હૃદયમાં અપાર વેદના થઈ.

'બેટા, બાળ નાથ! તારી આ દશા?'

'ગુરુદેવ!' બાળ નાથ બોલ્યો, 'ગામલોકોને નાથલોકો તરફ નફરત હોવાથી કોઈ પણ ઘેરથી ભિક્ષા મળતી નથી. આથી નિર્વાહ કરવા લાકડાં કાપી વેચીને મારો ગુજારો કરું છું. એક ભલી

કુંભારણ બાઈ આરો આપું ત્યારે રોટી બનાવી આપે છે.'

'ખરેખર,' ગામલોકો પૂરાં દુષ્ટ છે. પોતાના દરવાજા પર આવી 'ભિક્ષાન્ન દેહિ' કહેનારને મૂઠી અન્ન પણ આપતા નથી. આવા ગામની હસ્તી જ ધર્મ માટે બોજારૂપ છે.'

આમ કહેતાં કહેતાં સિદ્ધરાજની કાયા કંપવા લાગી. તેમની આંખમાંથી ક્રોધના અંગારા ઝરવા લાગ્યા. તેમણે બાળ નાથ તરફ જોયું અને થોડીવાર રહી કહ્યું, 'બેટા, કાલે આખા ઢાંક શહેરમાં આગ ચેતી જશે એવો મારો શાપ છે. તારી સંભાળ લેનાર કુંભારણને ચેતાવી દેજે, સૂર્યોદય પહેલાં તે ઢાંક છોડી રવાના થઈ જાય.'

બિચારો બાળ નાથ ગુરુની ભયંકર આકૃતિ અને વાણી સાંભળી આભો જ બની ગયો. ગુસ્સામાં ને ગુસ્સામાં પોતાના ખપ્પરને જમીન પર ઊંધું વાળી ધૂંધળીનાથ ત્યાંથી રવાના થઈ ગયા. જતાં જતાં શિષ્યને ચેતવણી આપતા ગયા કે તારે સૂર્યોદય પહેલાં જ ગામ મૂકી ગિરનાર તરફ ચાલી નીકળવાનું છે. દૂર ક્ષિતિજમાં નાથજી દેખાતા બંધ થયા ત્યાં સુધી બાળ નાથ ગુરુ તરફ જોઈ રહ્યો. તેના અંતરના ઊંડાણમાંથી અવાજ આવવા લાગ્યો કે, શું સાધુઓમાં પણ આટલી હદ સુધી ક્રોધ રહી શકતો હશે? યૌગિક સિદ્ધિઓ જગતની બૂરાઈના જ કામમાં વપરાતી હશે? નહીં નહીં, ગુરુ ઊંધે માર્ગે દોરાયા છે.

આમ વિચારતો વિચારતો તે કુંભારને ઘેર ગયો અને કુંભારણ બાઈને ચેતવી પોતાની જગ્યામાં આવી અલખના જાપ જપવા લાગ્યો.

સૂર્યોદય થતાં ઢાંક શહેરમાં અગ્નિ દેખાવા લાગ્યો, જોતજોતામાં આખુંય શહેર જ્વાળામાં સપડાઈ ગયું. મધ્યાહ્ન થતાં થતાં તો વસંતના બાગ જેવું શોભતું નગર ભસ્મના સ્વરૂપમાં પલટાઈ ગયું, અનેક સ્ત્રી-પુરુષો નાસી ગયાં, અનેક અગ્નિદેવના ખપ્પરમાં હોમાઈ પ્રાણ-દેહ ગુમાવી બેઠાં. આ ભયંકર હત્યાકાંડ સીમાડાની બહાર ઊભા રહી બાળ નાથે આંસુથી છલકાતી આંખો વડે જોયો. પોતાના નિમિત્તે

હજારો આગમાં શેકાઈ ગયાં. આ વિચાર આવતાં તેનો આત્મા વલોવાવા લાગ્યો. તેણે ગુરુને ખરી વાત કરી માટે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો.

થોડા સમયમાં આ દુર્ઘટનાના સમાચાર ગિરનારમાં વસતા યોગીઓને મળ્યા ત્યારે તેઓ ધૂંધુને નાથ બનાવનાર ગુરુ પર ધિક્કાર-નો વરસાદ વરસાવવા લાગ્યા.

ધૂંધળીનાથના ગુરુસ્થાનમાં આ સમાચારે ત્રાસ ફેલાવ્યો: તેમને હવે જ સમજાયું કે, ભેખ–ભગવાનની વાતો નહીં માનવાથી આવા ઘોર પાપના અકારણ ભાગીદાર થવું પડ્યું. તેમણે ધૂંધળીનાથને બોલાવી મંગાવ્યો.

'ધૂંધુ, તને નાથ બનાવી યોગમાર્ગમાં નિપુણ બનાવ્યો, તું સિદ્ધ બન્યો, છતાં આખરે કામની વાસ ન જ ગઈ? કોળીનો કોળી જ રહ્યો! થોડા અપરાધ માટે આખાય ઢાંક શહેરને ભસ્મીભૂત કરતાં તને જરા પણ દયા ન આવી? તું ભેખમાં રહેવા લાયક નથી. અમો ભેળા મળી ખરા અંતઃકરણથી ભગવાન દત્તાત્રેય દેવને વિનવીએ છીએ કે તારામાં રહેલી તમામ યૌગિક સિદ્ધિઓ નાશ પામે. તારા જેવા તામસને હઠયોગની પ્રક્રિયા બતાવવામાં અમારો આખોય પંથ વગો-વાયો. સંખ્યાબંધ નિર્દોષો માર્યાં ગયાં.'

આમ કહી ધૂંધળીનાથનો ભેખ તમામ નાથોએ મળીને ઉતારી લીધો, તેની સિદ્ધિઓ નાશ પામી અને તે પૂર્વવત્ કોળી જ બની રહ્યો.

× × ×

પ્રસ્તુત સિદ્ધકથાને લોકકથા નહીં પણ સત્ય ઘટના તરીકે આજના સૌરાષ્ટ્રવાસીઓ માને છે. ઢાંક પાછળથી વસ્યું, જેઠવાની રાજધાની બન્યું, પરંતુ તે નાના ગામડાથી આગળ વધી ઐશ્વર્ય મેળવી શક્યું નહીં.

# ૩ : સિદ્ધ મેકરણ

**ધૂણો નાખ્યો ધરાર, આંબલિયુંની આગળે,**
**ત્રિશૂળ ત્રેજાળ, મોટો ઓડે મેકરણ.**

મુગ્ધા જેવી હેમંતઋતુ ભરયુવાનીમાં મહાલતી હતી. સૂર્યોદય થયા છતાં આંબલિયુંમાં પક્ષી સળવળતાં ન હતાં. આખી રાત્રી જાણે બરફ વરસતો હોય તેવી ઠંડી પડી હોવાથી સૂર્ય મહારાજ ઊંચે ચડી આભના ઓવારે આવ્યા છતાં એક પણ ખેડૂત સીમ તરફ ફરકતો ન હતો.

ૐ નામ! ૐ નામ! કરતો એક યુવાન અસામાન્ય ટાઢમાં ઠંડે પાણીએ નાહી પોતાનાં રતુમડાં કપડાં સૂકવતો હતો. તેના શરીર પર પાણીનાં નાનાં નાનાં બિંદુઓ હોવા છતાં જરા પણ ઠંડીની ધ્રુજારી ન હતી.

શરભંગ આશ્રમમાં આવ્યે આજે તેને ત્રીજો દિવસ ઊગ્યો હતો. બે દિવસમાં તે બે વર્ષ જેટલો જૂનો લાગતો હતો. વર્ષોથી પડતર રહેલા શરભંગ આશ્રમમાં માનવીઓ આવતાં-જતાં થયાં હતાં.

કપડાં દોરી પર નાખી યુવાને ઊંચું જોયું. આકાશમાં ઘોડા પર લટકતી ઝોળી જોઈ તે હસ્યો અને સ્વગત બોલ્યો : 'માનવીઓની પેઠે સિદ્ધોમાં પણ આવી પામરતા રહેલી હશે? આ કનમનવાળો લોકો ઘોડા-ઝોળી ફેરવી પોતાની મહત્તા વધારવા લાગે છે. તેને સોરઠમાં પોતાની જડ જમાવવી જરૂર છે. કેવો આશ્રિત બન્યો? ઘર, કુટુંબ અને વર્ણાશ્રમની જંજાળ છોડી આકરી યોગસાધના સાધ્યા પછી પણ પૂજાવાની બૂરી ભાવના જતી નથી. તુલસીદાસજી ઠીક જ કહી ગયા છે :

> कंचन तजयो सहज है सहज त्रियाको नेह।
> मान बड़ाई ईर्षा दुर्लभ तजनी यह।'

આટલું બોલી યુવાને ઊઠી ફરી ત્યાં ઘોડો અને ઝોળીને ઉતારી ધૂણાની બાજુમાં મૂકી દીધાં.

દરરોજ ગામડે ગામડે ફરતાં દત્ત નાથોનાં ઘોડા અને ઝોળી આજે ત્રણ દિવસ થયાં આવ્યાં નહીં; આથી લોકોમાં આશ્ચર્ય ફેલાયું. એના કરતાં વધારે તો દત્ત નાથોમાં આશ્ચર્ય ફેલાતું ગયું. સહુ નાથ મળી ચર્ચા કરવા લાગ્યા કે એવો બે માથાંવાળો કયો માનવી જાગ્યો કે દત્ત નાથોની અંતરીક્ષ ફરતી ઝોળીને તે નીચે ઉતારી નાથોની સિદ્ધિને પડકારે!

ગોરક્ષ નાથો, કાનીફ નાથો, ઓઘડ, કંથડ વગેરેમાં દત્ત નાથો મુખ્ય મનાતા. તે દરેક પંથવાળાઓને ડારતા. તેમની સિદ્ધિઓ અમોઘ અને અપાર મનાતી. ભેખ સમાજ શિવરાત્રીના મેળામાં ગરવાની તળેટીમાં મળતો ત્યારે તેમનું આસન મુખ્ય પડતું. દામોદર કુંડમાં સર્વપ્રથમ નાહવાનો હક્ક તેમનો રહેતો. ભવનાથની ધજા તેજ ચડાવતા. તેમના ચેલાઓમાં મોટો ભાગ દિગમ્બર રહેતો. તેમની જમાનમાં પાકું સંગઠન હતું. ભેખમાં તેમની ભવ્યતા પૂજાતી. તેમના આશ્રમમાં યોગીઓ અને યોગિનીઓનો મોટો સમુદાય રહેતો. જૂનાગઢનાં ચૂડાસમા રાંથી આરંભી બાદશાહના ફોજદારો અને નવાબો સુધી એકધારી દત્ત નાથોની માન્યતા ચાલી આવતી હતી. દત્ત નાથોનો મહંત ગામમાં આવતો ત્યારે ધોળે દિવસે તેની પાલખી આગળ મશાલ બળતી. છડી, છત્ર અને પાંચસો દિગમ્બરો તેમની આસપાસ વીંટાઈને ચાલતા. આ ઠાઠ અઢારમી સદી સુધી ટકી રહ્યો હતો. તેમનાથી નવાબ ડરતો અને તેમના લાગાટકામાં જરા પણ હસ્તક્ષેપ કરતો નહીં. જૂનાગઢના નવાબોને હિંદુ–મુસ્લિમ બન્ને–કોમ પ્રત્યે સમભાવના રાખતાં આ નાથોએ શીખવ્યું હતું. નાથો ધારે તો નવાબીના પાયા ડગમગાવી નાખે તેમ મનાતું. નવાબના નાગર દીવાનો નાથોને પૂજતા. નાથોની ઝોળી અંતરીક્ષમાં ફરતી. સોરઠી પ્રજા તેમને દેવાધિદેવ માનતી, પૂજતી અને સન્માન સાથે પોતાનાં ગામોએ પધરામણી કરાવતી.

આવા નાથોનાં ઝોળી–ઘોડા નીચે ઉતારી લેવાં એ નાનીસૂની

વાત ન હતી. નાથમંડળ પોતાના પ્રતિસ્પર્ધીનું પાણી માપવા ગિરનારનાં ઊંચેરાં શિખરોથી નીચે ઊતર્યું. ગિરનારના મૂંગા પથ્થરો નાથોની ચાખડીઓથી બોલતા થયા. અલખનો નાદ કરતા, શીંગીઓ બજાવતા બસો દિગમ્બર નાથ જૂનાગઢના પાદરમાંથી નીકળ્યા ત્યારે જનતા હેબતાઈ ગઈ. નવાબી ડગમગવા લાગી.

લોકોનાં વંદન ઝીલતો નાથસમુદાય અલખના નાદે ગગન ગજાવતો આગળ વગડાના માર્ગે વળ્યો. આઠેક ગાઉ ચાલતાં પુરાણી જગ્યામાં નવા પ્રાણ પૂરતો શરભંગના અવતાર સમા એક નવયુવાનને તેમણે ધૂણા પર બેઠેલો જોયો. સામે આઈ આશાપુરીની ચૂંદડી વીંટાયેલ ત્રિશૂળ ઊભું હતું, તેની બાજુમાં સિદ્ધ ઝોળી અને ધોકો પડ્યાં હતાં.

'અલખ!' દૂરથી જુવાનને જોતાં નાથોના મહંતે અવાજ કર્યો. પાછળના તમામ નાથોએ મહંતના નાદને પકડી સામટો અલખનો નાદ ઉચ્ચાર્યો.

'જી નામ!' સામેથી યુવાને અવાજ કર્યો, અવાજમાં મૃદુતા હતી. સાથે સાથે નાથોની યૌગિક સિદ્ધિઓના ગર્વને પડકારતો ભાવ હતો.

દત્ત નાથોનો મહંત પાસે આવ્યો અને ફરી અલખનો જોરથી નાદ કર્યો. જવાબમાં યુવાને જી નામ! જી નામ!! એ જ શબ્દ ઉચ્ચાર્યા.

'કોણ છે જુવાન?' નાથે પ્રશ્ન કર્યો.

'સત્પંથી કાપડી, સાચો જીવનપંથ જાણનાર. આઈ આશાપુરીનો બાળક.'

'ગિરનારના સિદ્ધોને પડકારનાર યુવાન, તું ગેબના ગોઠિયાઓને જગાડતા પહેલાં શી તૈયારી કરી આવ્યો છે, કહીશ?'

'આઈ આશાપુરીના ખોળલા ખૂંદનાર તેના બેટડા કાચા હોતા નથી નાથજી! કાપડી રાજા કહેવાય છે. આ વાત ભેખ ભગવાન જાણે છે.'

'કઈ ધરતીનાં ધાવણ ધાવ્યો છું?' નાથજીએ યુવાનનું વર્તન જાણવા માટે પ્રશ્ન કર્યો.

'કચ્છડો અસાંજો વતન આય, બાવા!' હસતાં હસતાં જુવાને જવાબ આપ્યો.

'તું નાથનો નાથ થવા આવ્યો છે કેમ?'

'ના, દાદા! આપણા સહુનો નાથ અલખ ધણી છે. તેની પાસે આપણે સહુ ભેખ અને આપણી સિદ્ધિઓ પામર છે. આપણી જીવન-દોરી મેરામના હાથમા છે. તેની રચનામા માથું મારનાર હું કોણ?'

'અમારી નાથુની ઝોળી ઉતારનાર તું જ કે બીજો કોઈ?'

'નાથજી, હું ય નહીં અને બીજો ય નહીં. તમારા અભિમાનના ભારે ઝોળી અને ઘોડો ધરતી પર આવી પડ્યાં. ગુરુ શરભંગી માન મુકાવનાર તમારાં માન મુકાવે છે. સાધુ થયા પછી આત્મચિંતન મૂકી આવી ઇંદ્રજાળ રચવી અને લોકોમાં પૂજાવું એ પાપ છે.'

'અમારાં ઝોળી-ઘોડો આપી મહંતની પાસે ક્ષમા માગી લે.' એક ઉતાવળિયા નાથે કહ્યું.

'મહાત્મા! ક્ષમા માગવા જેવું તો તમે કરી રહ્યા છો. વગર કારણે માબેટી સામે ઉચારી એબે ઊભા રહી, બેશરમી બતાવી રહ્યા છો. નમ્ર રહેવામાં સાધુના નથી.' યુવાને બોલનારને ઊધડો લીધો.

'ભગવાન શંકર નમ્ર રહે છે.' નાથે કહ્યું.

'મહાદેવ વિશ્વકલ્યાણ માટે ઝેર પી ગયા હતા. એવા મહાપુરુષોનું અનુકરણ કરનારે કદી ઝેર પીધાં છે? બોલો, તમારામાંથી કોઈ વિષ પચાવવા તૈયાર છે?'

વાત વધતી જાણી મહંતે ઝોળી લેવા પોતાના ચેલાઓને ઇશારત કરી. એક શિષ્ય ઉપાડવા ગયો પરંતુ તેનાથી ઝોળી કે ઘોડો ઊપડ્યાં નહીં. ત્યારે બે થયા, પછી ચાર, છ, આઠ, દશ સાથે મળી ઝોળી ઉપાડવા લાગ્યા. પણ ઝોળી મૂળ સ્થાનથી જરા પણ ખસી નહીં. ઘોડો જમીન સાથે જ ચોંટી ગયો. નાથો થાકી ગયા અને

આ અદ્‌ભુત યુવાન તરફ જોઈ રહ્યા.

'ભાઈઓ ! તમે નકામી શક્તિ વેડફો છો. ઝોળી–ધોકાને ગુરુ શરભંગીનુ સ્થાન ગમે છે. તેને તમારી જગ્યામાં આવવું ગમતું નથી, તમે એને લઈ જવાની ખોટી જીદ કરો છો.' આમ કહી જુવાન હસવા લાગ્યો.

યુવાનના વ્યંગથી, સહજ નરમ પડી મહંત બોલ્યા : 'આપણે સહુ ભેખધારી ભાઈઓ છીએ, યુવાન ! બાનાની પત લેવી એમાં શોભા નથી. તું પાકા સિદ્ધનો શિષ્ય છે એમ સમજાય છે, ભાઈ ! તું કચ્છમાં જા અને તારી માલોમની સેવા કર. એ કાયબાની પીઠ પર તારા જેવા શેષનાગની જરૂર છે. બે સિદ્ધો સાથે રહી શકે નહીં; આપણી અથડામણીથી સિદ્ધતા વગોવાશે. નાથો અહીં વરસો થયાં રહે છે. તેમને સોરઠ માલોમ બની રહી છે. ગરવાની છાયા મૂકી કોઈને જવું ગમશે નહીં.'

'નાથજી !' યુવાન બોલ્યો, 'આપ જેવા સિદ્ધપુરુષો માટે આવો મોહ હાનિકર્તા છે. સૌરાષ્ટ્રમાં આપની જરૂર નથી. દેશકાળ બદલાયેલો છે. કાઠીના ભાલાથી વીંધાતી, રાજાઓની પરસ્પરની લડાઈથી પીંખાતી, નવાબની કમ આવડતથી રેંસાતી અને મરાઠાપેશ્વાના આંતરિક ઝઘડાઓથી પરેશાન થતી સોરઠી પ્રજાને સુખી કરવાની તમારામાં શક્તિ નથી. તમો બાજીગર બન્યા છો, ચમત્કારની વાતોથી જગ જીતવા નીકળ્યા છો, તમારી યૌગિક પ્રક્રિયા દ્વારા સોરઠનો ઉદ્ધાર નથી. ગિરનારના વ્યામોહો છોડો. આ ગિરિરાજ કોઈનો થયો નથી, એણે સૂર્યવંશી રાજા શર્યાતીનાં રાજ જોયાં છે, રૈવતનાં દર્શને એ આરબીનો બન્યો, તેના ઉછંગમાં બેસી, ભાર્ગવો તપ તપી મહાન બન્યા, ઇંદ્રનો ગર્વ ઊતર્યો, અશ્વિનીકુમારોને યજ્ઞભાગ મળ્યો, ચ્યવનનો સફળ કાયાકલ્પ ગિરિરાજે નિહાળ્યો છે.

ગિરિરાજ ગિરનાર યાદવ મહારાણીઓનાં અળતેરંગ્યાં ચરણો વડે રંગાયો, નારાયણી સેનાને પોતાના માથા પર રાખી જગતને

ધારી ગૌરવાન્વિત બન્યો, સુભદ્રા મળતાં અર્જુનના ભેખ અહીં ઊતર્યા, નેમીનાથ-રાજુલની જ્ઞાનગોષ્ઠિ સાંભળનાર ગિરિરાજે યાદવ-કુમારના આસનો જોયાં અને તેમની પ્રતિમાઓને છાતી પર ચૈત્ય-માળા બનાવી આજ પણ રાખી રહ્યો છે. ચૂડાસમાના ક્રીડાસ્થાન સમા રા'ના રખેવાળ ગિરિરાજને કોઈનો ય પક્ષપાત કે મોહ નથી. તેના પર જમિયલશાહ અને ગુરુદત્ત બન્ને સાથે બેસી શકે છે. આ સજ્જનજૂના પર્વતરાજ પરથી હવે તમારે વિદાય લેવાની વેળા આવી પહોંચી છે. સૌરાષ્ટ્રમાં ભક્તિમાર્ગ પ્રવર્તશે. શાક્ત, શૈવ અને નાથ-પંથીએ પોતાની નાગચૂડ પ્રજા પરથી દૂર કરવી પડશે, આમ કાળ ભાખી રહ્યો છે. તમને નહીં સમજાય તોપણ કાળ પોતાનું કામ કરશે જ.

આજથી તમારી વાંઝણી સિદ્ધિઓનો અંત આવે છે, ઝોળી-ધોકો હવે ફરી આભ નીચે નહીં ફરે, આઈ આશાપુરાના સેવકની વાણી અફર છે.

સિદ્ધિમાં સર્વસ્વ સમજી જીવનાર સાધુઓએ દેશની સેવા કદી કરી નથી, ઊલટું અહિત કર્યાનાં ઉદાહરણો મળે છે. પાશુપત, કૌલ અને કાપાલિકોના આંતરિક કલહથી સોમનાથનો ધ્વંસ થયો, ગિરિ-રાજ પરના નાથદ્વારાને મેવાડમાં જવું પડ્યું. મથુરાનાં મંદિરોનો નાશ થયો. આ બધાંના મૂળમાં સાંપ્રદાયિક ખેંચતાણ જ કારણભૂત છે.'

શરમિંદા બની નાથો ઝોળી-ધોકા સાથે ગયા પછી બીજે દિવસે આ યુવાન સિદ્ધ શરભંગ આશ્રમ મૂકી કચ્છના પંથે પડ્યો. આ યુવાનનું નામ, મેકરણ કાપડી.

*

સિદ્ધ સંત મેકરણનો જન્મ વિ. સં. ૧૭૨૦-૨૫ની આસપાસ કચ્છમાં આવેલા ખોબડી નામે ગામમાં હટી રજપૂત હરધોળજીને ઘેર પબાંબાઈના ઉદરે થયો હતો. તેમનાથી એક મોટા ભાઈ હતા, જેમનું નામ પતોજી. પતાજીની બેઠક મુસલમાનોમાં વધારે પ્રમાણમાં

હોવાથી તેના પર ઇસ્લામનો રંગ ઠીક પ્રમાણમાં ચડી ગયો હતો. તે કાફીઓ, ભજનો અને ઇસ્લામના ભાવોથી ભરપૂર બેતો બોલતા, જ્યારે મેકોજી હિંદુત્વની હવામાં ઊછર્યા હતા.

'એક દિવસ મોટાભાઈના ઇસ્લામી ભાવોથી થાકી ઘર મૂકી મેકોજી કોઈને કહ્યા વિના રવાના થઈ ગયા.

કચ્છ પર આ વખતે રાવ ખેંગારના વંશધર રાવ ભારાનું શાસન ચાલતું હતું. તેમનો પુત્ર દેશલ યુવરાજપદ પર હતો. પિતા–પુત્ર વચ્ચે સુમેળ ન હોવાથી રાજ્યકારભાર ઠીક રીતે ચાલતો ન હતો. છતાં રાઓશ્રી ખેંગારજીની રાજ્યવ્યવસ્થા ઉત્તમ પ્રકારની હોવાથી અને તેમની છાયા હજુ સુધી સાવ નાબૂદ થયેલી ન હોવાથી કચ્છ પ્રદેશ સુખી ગણાતો. આજ પણ ત્યારના સમયથી કિંવદંતી પ્રચલિત છે કે 'મેળવ્યું ખેંગારે ને ભોગવ્યું ભારે.'

માર્ગમાં મેકાજીને ગંગોજી નામે એક સત્પુરુષ મળી આવ્યા. તેમણે મેકાજીને કાપડી પંથની દીક્ષા આપી યોગમાર્ગનું દર્શન કરાવ્યું. મેકાજીનું નામ ત્યારથી મેકરણ રાખ્યું પડ્યું. ગુરુ સાથે મેકરણજી હિંગલાજ કે જે કચ્છ, પારકર, ડકા અને સિંધના મધ્યભાગની ઇષ્ટદેવી આઈ આશાપુરા નામે ઓળખાય છે, તેને પરસવા ગયા. ખોરાસાના રણના ગહનતર માર્ગને પાર કરી ગુરુશિષ્ય હિંગલાજના પહાડમાં આવ્યા. ત્યાં એકાદ અઠવાડિયું રહી, દક્ષિણ માર્ગના નિયમ પ્રમાણે સાધના કરતાં હિંગોલ દેવીનાં સાક્ષાત્ દર્શન થયાં. આઈ આશાપુરાનો પંજો મળતાં મેકરણ સિદ્ધ બન્યા. ગુરુગમથી તેઓ યોગમાર્ગમાં નિપુણ થયા. હિંગલાજ પરસી સૌરાષ્ટ્રમાં આવતાં શરભંગનો ખાલી પડેલ આશ્રમ ગમી જતાં ઉજ્જડ બેડા વસાવવા ત્યાં ધૂણો નાખી બેસી ગયા.

મેકરણ રાજાને સોરઠમાં રહી સૂરજ જેવા તેજસ્વી કાઠી યુવાનોને સુધારવા હતા. તેમનાં વેડફાતાં શૌર્યધનને સાચવી સોરઠની સાચી સેવાના રાહે વાપરવાં હતાં. તે ભાવો મેકરણને સોરઠ મૂકવાના અવસરે ઊભા થયેલા પ્રસંગને લઈ એમના એમ જ રહી

ગયા. મેકરણ રાજાને સોરઠની કાયા પલટાવવી હતી. જાડેજા, ઝાલા, ચૂડાસમા, વાઘેલા આ બધા રાજવીઓ સાથે ખાચર, ખુમાણ, વાળા અને અવરતિયા કાઠી ભાઈઓને બેટીવહેવારે જોડી સૌરાષ્ટ્રને સમૃદ્ધ રાષ્ટ્ર બનાવવું હતું. નષ્ટ થતી ઇસ્લામી સત્તાના કાળમાં તેની સામા થવું સહજ વાત હતી, પણ દોરનારના અભાવે સૌરાષ્ટ્ર ચૂંથાતો હતો. તેની ઉત્તમોત્તમ શક્તિઓ વ્યવસ્થા વિના વેડફાતી હતી. કોઈને તેની પરવા ન હતી. સંત મેકરણ હૃદયના ભાવોને હૃદયમાં ભરી કચ્છમા ગયા.

ડુંગરની હારમાળા પૂરી થાય છે અને જ્યાંથી સિંધ-કચ્છના રણનો આરંભ થાય છે, જેને ખાવડાનું રણ કહે છે, જે રણમાં ઊંટોની હારની હાર ગાયબ થઈ જાય, પોઠોની પોઠો રેતીના થરમાં સમાઈ જાય, જીવતાં માનવીઓ વંટોળમાં અવળ પંથે ચડી ધરતી માતાના પેટાળમાં સમાઈ જાય, એવી કાળની નૃત્યભૂમિનાં કાંઠા પર ધ્રંગ લોડાઈ નામે સ્થાન પર મેકરણે ઝૂંપડી બનાવી. જ્યાં આઠે પહોર વાયુદેવના સુસવાટા સંભળાય, જ્યાંથી સિંધ-પારકરનો રાજમાર્ગ જનારનાં હૈયાં બેસાડતો ચાલ્યો જાય છે, ત્યા આઈ આશાપુરાનાં થાનક સ્થપાયાં. ત્રિશૂલ ખોડી છ નામના અવાજે દિશાઓ ગજવતા સિદ્ધ સંત મેકરણે સેવાવ્રત આરંભ્યાં. ધૂણો ચેતાવ્યો. આજે પણ ત્યાં મેકાપંથીઓની પરંપરા જળવાઈ રહી છે.

મેકરણ રાજાના લાલારામ અને મોતીરામ નામે આનાંકિત સાથીદારો હતા. વહેલી પરોઢમાં ઊઠી મહાત્માજી તે બન્નેને મીઠે અવાજે બોલાવતાઃ 'બેટા લાલારામ! મોતીરામ!! વેળા થઈ. બહાર આવો અને કામે લાગો.' આમ કહી ઝૂંપડી ઉઘાડી લાલા નામે ગધેડાને અને મોતિયા કૂતરાને જોગીરાજ બહાર કાઢે. બન્ને સિદ્ધ-રાજના ચરણ સૂંઘતાં નમી પડે.

મેકરણ રાજા ગધેડા પર છાલકું મૂકે અને બાંધી, રણમાર્ગે હાંકી મૂકે. છાલકાની બન્ને

માટલાં મૂકે. માર્ગમાં મુસાફર સામે મળે તો ગધેડો ઊભો રહે. મુસાફરો માટલામાંથી પાણી પી તૃપ્તિ અનુભવે. મેકરણ સંત લાલાના ગુણ ગાતા કે, 'મારો લાલિયો લાખ ટકાનો છે, ભાઈઓનો ભાઈ છે. તારું જીવન લખવા જેવું છે. બેચાર લાખ ઘોડાં તારા માથા પર ઘોળ્યાં કરી ફેંકી દેવા જેવો તું છે.'

ક્યારેક સંત માલ લેવા લાલિયાને અને મોતિયાને ભુજ મોકલે. મોતિયાની ડેકમાં લગાડેલી ચિઠ્ઠી વાંચી વેપારીઓ લાલિયા પર ભાર ભરી દે. લાલિયો બરાબર તમામ માલ ધ્રંગ લાવી મહાત્માજીની સામે જ ઊભો રહે. મહાત્માજી તમામ માલ ઉતારી લે. મોતિયાની ડોકે ચિઠ્ઠી હોય જ. તે વાંચી માલ મેળવી લેવાય.

માર્ગે મોતિયો લાલિયાની રક્ષા કરતો, ત્યારે લાલિયો સીધે માર્ગે ધ્રંગ જ આવતો. આ હતો સિદ્ધરાજની પરમ સિદ્ધિનો એક પ્રકાર કે જેના સહવાસે પશુઓ પામરતા ભૂલી સંપૂર્ણ બુદ્ધિપૂર્વકનાં કામ કરતાં થઈ ગયાં.

ધીમે ધીમે માનવસમાજ આવવા લાગ્યો. ઝોળી ફરતી થઈ. વટેમાર્ગુઓને પાણી સાથે અન્ન, આસન આપવાની જોગવાઈ થવા લાગી. દરરોજ ઝોળીમાંથી સર્વપ્રથમ લાલારામ અને મોતીરામ સંતનો ભાગ નીકળતો.

સમય જતાં ધર્મશાળા બંધાઈ. મકાનો ચણાયાં. શિષ્યવર્ગ વધવા લાગ્યો. જ્યાં ઝૂંપડી, લાલો, મોતી અને મહાત્માજી હતા ત્યાં આખું ગામ વસી ગયું. રાંભારનો આ અરસામાં દેહાંત થયો. તેમની ગાદીએ તેમના પુત્ર રાઓ શ્રી દેશલજી આવ્યા.

* *

શરદ વીતી ગયાને પાંચ માસ થયા હતા. હવે તો વસંત પણ ગ્રીષ્મના રૂપમાં પલટાતી હતી. હરિયાળા પ્રદેશમાં પીળા રંગની પીંછી ફરતી હતી. સ્હેજકાંઈ સવાર થતું હતું. સવારના બાલસૂર્યનાં કિરણો

રેતીને સોનાનો રસ પાઈ નવા રંગોમાં પલટાવનાં હતાં.

નગર ઠઠ્ઠાના માર્ગે જોગીરાજ મેકરણ એકલા જતા હતા. તેવામાં નગર પાસેના મિનારા પરથી સવારની નમાજની બાંગનો અવાજ આવતો હતો. તમાછ વજૂ કરતા હતા. કોઈ સીજ્દો કરવાનો છેલો ઝાટકતા હતા. કોઈ વજૂ થઈ ગ્હેલા નમાજ પઢવા જતા હતા. બાંગના પોકાર સાથે જી નામ ! જી નામ ! આવા સ્વરો મુસ્લિમોના કાન પર અથડાવા લાગ્યા. આવા વિસવાદી સ્વરો સાંભળનારને ગમ્યા નહીં. એક મૌલવીએ મસ્જિદની નીચે ઊતરી હાંક મારી, 'ઊભો રહે એય મુસાફર!'

સંત મેકરણે ઊંચું જોયું. સામે એક પડછંદ કાયાવાળો મુસ્લિમ જોયો. તેની આંખોમા એક પ્રકારનુ ઝનૂન દેખાયું. તે ત્યાં જ ઊભા રહ્યા અને ઊંચે અવાજે બોલ્યા, 'જી નામ !' હરમિયા રંગની કફની પ્રભાતના પહોરના ધીમા પવનની લહેરમાં ઊડવા લાગી.

પેલા મુસ્લિમ પુરુષે નજીક આવી જોયું. માથા પરની કાપડીશાહી ટોપી, શરીર પર હરમિયા કફની, ગળાની માળા અને કપાળમા આડી લાલ અને કાળી બે લીટીઓ જોઈ તેણે અનુમાન દોર્યું કે આ કોઈ કાપડી રાજા છે.

'કોણ છો ? કાંઈ ધર્મનું ભાન છે કે નથી ? તારે માથે કોઈ ઉસ્તાદ હોય તેમ દેખાતુ નથી. નગુરો દેખાય છે.' ઍરી ધાસે મૌલવી બોલી ગયો.

'કેમ ભાઈ, આમ બોલવું પડે છે?' મહાત્માએ પ્રશ્ન કર્યો.

'બાંગ સાંભળતો નથી. મઝ્હબનો-ધર્મનો કાયદો છે કે દરેક ઇન્સાને ખુદાઈ લબ્ઝ સંભળાય ત્યારે ઇજ્જત કરવી, લાગે છે બે'રો હોઈશ.'

'નારે બાપા, જરાય બે'રો નથી.' જોગીરાજે કહ્યું, 'ખાસ્સું સાંભળું છુ, માટે જ સુરમાં સુર પુરાવ્યો, જી નામ! જી નામ!'

'સામે બોલાય નહીં, સમજ્યો બાવા! બાંગ સાંભળી અદબ રાખી ઊભું રહેવાય. હરકોઈ બેખનો આ ધર્મ છે,'

'એ...મ. આ ધર્મ છે. ત્યારે છ નામ' એ શું શબ્દ નથી? તમો મુસ્લિમો તેની અદબ સાચવો ખરા?'

'નહીં!' મૌલવી બોલ્યો. 'કુરાને શરીફ વિના કોઈ પણ શબ્દની અદબ કરવા ઇસ્લામ જગત બંધાયેલ નથી. આલમના નેક શબ્દો પાક મજહબીઓ માટે કુરાને શરીફમાં જ છે. આ શબ્દોની અદબ કરનાર પર ખુદાતઆલાની રહમ ઊતરે છે.'

'વાહ વાહ! ભાઈ!! ત્યારે છ નામની કશી કિંમત જ નહીં', એમ જ ને?'

'એ તો તમારો મજહબ જાણે. અમારો મજહબ કહે છે કે બાંગ સંભળી ઊભું રહેવું જોઈએ. ને 'અલ્લાહ અકબર' આ લફ્જની ઇજ્જત સાચવવી અને સચવાવવી.'

'ભૂલો છો મિયાં સાહેબ. આમ ડર બતાવી મજહબી ભાવના પૂરી કરાવવી એ બીજા આદમી માટે રહેવા દો. આ કલેવર જુદું છે. મજહબના નામે ઈન્સાન મટી શયતાન બનનાર દોસ્ત! મજહબ નહીં સિખાતા આપસ મેં બૈર રખના.' આમ કહી મેકરણે મિયાં સાહેબ સામે આગ્રદાર આંખો નોંધી. મિયાં ઢીલા પડી ગયા.

ફરી જોગીરાજ બોલ્યા, 'મિયાં સાહેબ, બાંગ એમ પોકારાય નહીં', બાંગ તો એનું નામ કે જે અવાજે વહેતાં પાણી થંભી જાય, વાછરુ માતાનાં આંચળ મોંથી મૂકી ધાવવું અટકાવી સાંભળવા લાગે, પશુ-પક્ષીઓની ગતિ અટકી જાય, દશે દિશાઓ સાદ પુરાવા લાગે. બોલો આવી બાંગ દેતાં આવડે છે? નહિતર હું પોકારી બતાવું!'

'કેવો છે?' મિયાંએ આગળ પ્રશ્ન પૂછ્યો, 'કયે ગામ રહે છે?' જોગીરાજ જવાબમાં ગણગણવા લાગ્યા:

**'ગામ ઓંલડી ગુરુ ગાંગજી ભટીરા કુળમાં ભાણ,**
**હુવા-નેણુલે નીરખો દેતે હરખો-સત ગુરુકા મેં પંજા લિયા...'**

'કોણ કાકા મેકરણ!' મસ્જિદનો ઉંબરો ચડતાં એક ઓળ-

ખીતો સંધી બોલ્યો, 'જાઓ, ડાડા, જાઓ, અમારા મૌલવી સાહેબ આપને પિછાનતા નથી એટલે આમ થયું. આપ હિંદુ અને મુસ્લિમ બંનેને પૂજવા યોગ્ય છો.' આમ કહી જોગીરાજને નમી સંધીઓ મસ્જિદ પર ચડવા લાગ્યા.

સિદ્ધરાજ હસી પડ્યા અને બોલ્યા કે :—

**'ઠાકર જો ઠુકાયો મુલ્લા ડીની બાંગ,**
**ઉન માલિક જે ઘરજો ન કો તરો કે તાગ.**

ઠાકર મંદિરના પૂજારીઓએ ઝાલર ઠોકી અને મસ્જિદનાં મુલ્લાંઓએ બાંગ પોકારી. પણ માલિકના ઘરનો તેમને જરા પણ પત્તો મળ્યો નથી. એવા પૂજારીઓ અને મુલ્લાંઓને સંભળાવવું જોઈએ કે :—

**ઊંચા થીંદા નીચો થીંદા હથ ન કીંપો હી,**
**નાઈધોઈને કૂટરો થીંદા અલા ન મિડિંદો ઈ.**

ઊઠબેસ કરવાથી કે નાહીધોઈ ફૂટડા થવાથી કશું વળવાનું નથી, જો ઊંચો હાથ કરી કોઈને દાન આપવામાં આવશે નહીં તો.

નમાજી થોડીવાર મહાત્માના આ ચાબુકના ઘા પડતાં ઘડીભર નમાજ ભૂલી ગયા. એક બોલ્યો, 'દોસ્ત ! ખરેખર આ માનવી પીર છે.' મેકરણ મહાત્મા તેના તરફ ફરી કહેવા લાગ્યા :

**'પીર પેગંબર ઔલિયા મિડે વેઆ મરી,**
**ઓંજી ઉડાંજ્યું ગાલીયું નાવો કોઈ વરી.'**

પીર પેગંબર ઓલિયા તમામ મરી ખૂટ્યા, તેમનાં મોતની વાતો કરનાર ત્યાંથી આવ્યો નથી.' આટલું કહી જોગીરાજ ચાલતા થયા.

*

ઘર મૂકી બહાર નીકળનાર માનવીનાં ગાત્ર ગાળી નાખે તેવી ટાઢ પડતી હતી. લોકો કહેતા હતા કે આજે હેમાળો કચ્છના રણને મળવા આવ્યો છે. બહારની ટાઢથી પણ દિલને વધુ થરથરાવી નાખે એવી અપકીર્તિ આલેખતાં પીર મેકરણના નામ સામે તાજાં લખાયેલાં

પુરાણો પત્રાં હતાં.

લીરબાઈ નામે એક આહીર કન્યા પોતાના સાથથી વિખૂટી પડી રણમાં પાણી વિના તરફડતી હતી. જોગીરાજ લાલિયાની પીઠ પરનું પાણી પૂરું થયું હોવાથી તે ઝૂંપડી પર આવ્યો. સંત મેકરણ લાલિયાના ભાવો સમજી ગયા અને નવાં પાણીનાં માટલાં ગૂણમાં ગોઠવી પોતે પાછળ પાછળ ગયા. લાલિયો લીરબાઈ કે જે શબવત્ પડી હતી ત્યાં આવી ઊભો રહ્યો. મહાત્માજીએ લીરબાઈને પાણી પાઈ શુદ્ધિમાં આણી. બરાબર શુદ્ધિમાં આવતાં પ્રંગમાં લાવ્યા. ત્યારથી લીરબાઈ જીવનદાતાને સદ્ગુરુ માની તે જગ્યામાં જ રહી ગઈ. અનેક પ્રકારે સમજાવ્યા છતાં પોતાને ઘેર ન જ ગઈ. સંતસહવાસે તેની વાણી જાગી. મા શારદાએ મહેર કરી ગુરુગુણો ગાતાં ગાતાં જગ્યાની ટેલ કરતી. તે દરરોજ સવારે વાસીદું વાળતાં ઊંચે સ્વરે ગાતી કે–

**જમાણો જો જૂડીયો બાવા, એવો પ્રંગ જો અખાડો,**
**મેકરણ મુંજો ભા-તોજી ગાલજો મુંકે સચો સા**
**મેકરણ મુંજો ભા-બાવો......**

સમય જતાં લીરબાઈની ઘટનાએ મોટું સ્વરૂપ પકડયું. કર્ણોપકર્ણ વાત રા' દેશલજીના કાન પર પહોંચી.

'રા બાવા, કવિઓનાં ભાખ્યાં સાચાં પડ્યાં.

**માયા વડી મોહિની જે' જા વજરમે ગાળા,**
**સાંગો ચોંતો સલવાણા બિડે ચચ્યા ને પાળા.**

માયા જબર મોહિની છે, જેનાં બંધનો વજ્ર જેવાં મજબૂત છે. તેના બંધનમાં ચચ્ચા અને પાળા તમામ આવી જાય છે. મેકરણ જોગીએ લીરબાઈ નામની આહિરાણી ઘરમાં રાખી છે. તેનાં સાસરિયાંએ મારવા બે ચાર વાર હલ્લા કર્યા પણ ફાવ્યા નહીં. બાવો ચમત્કારી છે. લોકો તેનાથી ડરે છે.' એક દરબારીએ રા' દેશલજીના કાનમાં વિષ રેડવા યત્ન કર્યો.

આ સાંભળી રાઓશ્રી દેશલજી ઉપેક્ષાવૃત્તિથી બોલ્યા, 'આપણે શું ? લાકડું લાકડાને ભારે ભાંગી પડશે.'

"જીવેશ ! આપના વિચાર ઉમદા છે. પરંતુ બાવા ! આવા યોગીઓ વધતાં દેશમાં અનાચાર વધી જશે. રાજાનો ધર્મ છે કે સાચાખોટાની પરીક્ષા લેવી. બાઈનાં સાસરિયાં આપનાં પ્રજાજન છે. રાજા ન્યાય કરે નહીં એમાં રાજાની ઇજ્જત નથી. પછી તો બાવાની ઇચ્છા.' પેલા દરબારીએ ખૂબ જ ભારપૂર્વક પોતાની વાતને મજબૂત રીતે ફરી કહી બતાવી.

ઉપરાઉપરી બેચાર દિવસ આ જ ચર્ચા દરબારમાં થતાં આખરે રાઓશ્રી દેશલજી પાંચ ઘોડે પ્રંગ–લોડાઈ તરફ સાંજના રવાના થયા. પેલા દરબારીએ સ્પષ્ટ કહ્યું હતું કે બાવો રાત્રીને વખતે પોતાના ઓરડામાં બાઈને સુવડાવે છે. આથી રાવે રાત્રે જાતે જઈ તપાસ કરવાનું યોગ્ય ધાર્યું.

અંધારી રાત જામી હતી. પવનદેવે પોતાની ગતિ સમેટી લીધી હોવાથી તમામ સ્થાને શાંતિ છવાઈ ગઈ હતી. રાવે ધીમે કદમે ઘોડાં પ્રંગ બહાર ઊભાં રાખી મહાત્માના સ્થાનની વાટ લીધી. સર્વત્ર નિઃસ્તબ્ધતા હતી. આશ્રમની દીવાલની ખૂબ જ નજીકમાં ગયા, ત્યારે મુખ્ય ઓરડામાંથી ધીમો ધીમો અવાજ આવતો સંભળાવા લાગ્યો. રાવ દરવાજો વટાવી અંદર દાખલ થયા. અંગરક્ષકોએ સાવધ બની રાઓશ્રીનું ચપળતાથી અનુકરણ કર્યું. પાંચે જણ દીવાલની ઓથે જ્યાંથી અવાજ આવતો હતો તે તરફ આવી ઊભા રહ્યા.

'બાપુ ! લોકોએ આપની નિંદા કરવામાં હવે તો માઝા મૂકી છે.' સ્ત્રીના જેવો મંદ સ્વર આવ્યો. રાવ કમાડ નજીક સરકી ગયા.

'વીર ! આમાં દુઃખ માનવા જેવું શું છે ?' મહાત્મા મેકરણનો અવાજ જોરથી આવવા લાગ્યો. રાવની અધીરતા વધવા લાગી. તેમનો હાથ તલવારની મૂઠ પર ગયો. પાસવાને હાથ પકડી ધીરજ રાખવા મૂંગી ઇશારત કરી, બાવા મેકરણનો અવાજ આવ્યો :

'સાકરને નહિ જાણનારા અક્કલહીણા ગોળને વખાણે. બિચારા ખેડૂતો સાકરની મીઠાઈઓને શું જાણે?'

'સાંભળ્યું છે કે રા'બાવા સુધી વાત પહોંચી છે. રા'દેશલ દરબારમાં રસથી આપની વાતો સાંભળે છે.' સ્ત્રીનો ચોખ્ખો અવાજ સંભળાયો.

'આમાં રાવનો દોષ નથી, લીરુ!

**સંગત જે' જી સુફલી જી નમે રામ નાય રાજી,**
**જે' જે' પૂંછણે પાણી તેં જી બગડી ગઈ બાજી.**

જેઓ ખૂરી સોબત કરે છે, તેમાં રામ રાજી નથી. જેમને પૂંછડે પાણી લોકો પડ્યા છે તેમની બાજી બગડી ગઈ છે.'

'રાવના પૂંછડે આજે પાણી મળી આવ્યા છે.'

છેલ્લા શબ્દો સાંભળતાં રાવ અકળાઈ ગયો. તેણે કમાડ પર ટકોર કરી કહ્યું, 'બોલો, કોણ છે અંદર?'

મહાત્માજીએ ઊઠી ઓરડાનાં બન્ને કમાડો ઉઘાડતાં કહ્યું: 'આવો રા'બાવા! સાધુની ઠીક સમયે સંભાળ લેવા આવ્યા.'

રાવે આવતાં જ ઓરડાની તમામ બાજુ જોઈ લીધી. જેનો અવાજ સાંભળી કમાડ ઉઘડાવ્યાં હતાં તે સ્ત્રી ઓરડામાં ન હતી. રાવના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે બારણાં વચ્ચે જ સ્થગિત થઈ ઊભો રહ્યો.

'કેમ રાવ બાવા, ઓરત જોવા આવ્યા હતા? જોઈ લીધી? કચ્છનું રાજ કરતાં આવી મતિ કેમ સૂઝી? મણિધરના રાફડા ખોદવાની સલાહ આપનારે આપી, પરંતુ તમારે મનમાં વિચારવું હતું. સારું, હજુ પણ જોઈ લો. બાવાએ ક્યાંય છુપાવી તો નથી ને?'

રાવ ભોંઠા પડ્યા. ઓરડામાં ધૂણો, તેના પર મહા-માજી અને સામે આઈ આશાપુરાનું ત્રિશૂળ–માથે ચૂંદડી ઓઢાડેલ. આટલું જ દેખાતું હતું. રાવને ખાતરી હતી કે અંદર સ્ત્રી છે. અવાજ પારખ્યો હતો. તેમને ખાતરી થઈ કે મારાથી આજે સિદ્ધ પુરુષની વિનાકારણે છેડતી થઈ. રાવ નમ્રભાવે બોલ્યા: 'ભગવન્! સેવક ભૂલ

માટે ક્ષમા માગે છે આપ પરમ યોગેશ્વર છો, તેની આજે ખાતરી થાય છે હુ આપના છિદ્રો જોવા આવ્યો હતો, તેમા કશોય બચાવ કરતો નથી સાથે સ્ત્રીનો અવાજ ઓરડામાથી આવતો હતો, તે વાત પણ તેટલી જ સત્ય છે

'ત્યાગ ભ્રમ પકડી લેવા નથી, રાજન્!' ખડખડાટ હસતા હસતા મહાત્મા બોલ્યા

'આપની યૌગિક સિદ્ધિઓના અપ્રતિહત વેગ પાસે મારી રાજસત્તા લાચાર બની છે વિશ્વામિત્રનો રાજદંડ વસિષ્ઠના બ્રહ્મદંડ પાસે નિષ્ફળ ગયો એવી જ સ્થિતિ આજે કચ્છના રાવની બની છે' રાવે તમામ વાતો સાફ સાફ શબ્દોમા કહી પોતાની અશક્તિનો એકરાર કર્યો

'રાવ! લીર બાઈ ઓરડામા જ છે શોધી લો' યોગીરાજે કહ્યુ 'જુઓ, આ સામે શુ છે?' મેકરણે આઈ આશાપુરાના નિશાન તરફ આગળી ચીંધી

'એ આઈ આશાપુરાનુ પ્રતીક છે, યોગીરાજ!'

'રાવ બાવા, અમારા સાધુઓની નજરમા તમામ સ્ત્રીઓ આઈ આશાપુરાના રૂપો જ છે મા અને સ્ત્રીસ્વરૂપમા ભિન્નતા અમારી દૃષ્ટિમા નથી સામે જુઓ, માના સ્થાને કોણ છે?'

રાવ દેશલે આઈના નિશાન પર નજર કરી તો તેને લીરબાઈ જોવામા આવી રાવ મહાત્માના ચરણમા નમી પડ્યો અને બોલ્યો 'મહાત્માજી, આપ પીર છો'

'રાવ!

**પીર પીર કુરો કર્યો પીરુજી નાય ખાણ,**
**પાચ ઈંદ્રી વશ કરે પીર થીઆ પાણ**

પીર પીર શુ કરી રહ્યા છો! જો પાચે ઈંદ્રિયોને વશ કરી શકો તો તમો પોતે પણ પીર છો'

રાવે યોગીરાજ મેકરણ દાદાના ચરણોમા પોતાની જરી ભરેલ

કિંમતી શાલ ધરી દીધી. મહાત્માજીએ શાલને ધૂણીમાં સળગતા અગ્નિ પર મૂકી દીધી. જોતજોતામાં શાલ બળીને ભસ્મ થઈ ગઈ.

'મહારાજ! આપે સેવકની ભેટને અગ્નિમાં સળગાવી?' રાવે કહ્યું.

'રાવ, આ અમારો પટારો છે. તમે લોકો દરેક વસ્તુઓને ચોકી-પહેરામાં રાખો છો, તે જ રીતે અમો સાધુઓ આ ધૂણીમાઈની ચોકીમાં અમારો માલ રાખીએ છીએ. કેવું નિર્ભય સ્થાન! ચોર ચોરી શકે નહીં, ફાટી જાય નહીં, પુરાણું થાય નહીં, વર્ષો સુધી તમારી શાલ તેવી ને તેવી જ રહેવાની.'

'મહાત્માજી! એ તો બધી સમજાવવાની વાતો છે. બળીને ભસ્મ બનેલ શાલને સુરક્ષિત કેમ માનવી?'

'મનાય મનાય, રાવ, એવી ઘણી વાતો છે કે મનાય તેવી ન હોવા છતાં સાચી હોવાથી મનાય છે. નવ માસ જનેતાના જઠરાગ્નિમાં બાળક સુરક્ષિત રહી જગતમાં આવે છે, આ વાત માનવા જેવી છે? છતાં મનાય છે. જુઓ રાવ, આ તમારી શાલ, એ જ છે ને!' આમ કહી ચીપિયા વડે ધૂણીમાંથી જરા પણ ડાઘ વિનાની કોરીકટ શાલ કાઢી રાવના હાથમાં મૂકી. રાવ આ દૃશ્ય જોતાં મંત્રમુગ્ધ બની ગયા.

'મહારાજ! સેવક આપની શું સેવા કરે?' રાવે નમ્રભાવે કહ્યું.

'રાજન્! કાંઈ જ નહિ. અમારે સાધુઓને કશી જીવનજરૂરિયાત હોતી નથી. અમો અમારી મસ્તીમાં આનંદી રહીએ છીએ.

न सुखं देवराजस्य न सुखं चक्रवर्तिनः।
यत्सुखं वीतरागस्य मुनेरेकान्तवासिनः॥

એકાંતમાં રહેનાર પૂર્ણ વૈરાગ્યવાન સાધુઓને જે સુખ મળે છે તે દેવરાજ ઇંદ્રને પણ મળતું નથી. પછી પૃથ્વી પરના સમ્રાટને શી રીતે મળે? દેવલોક અને માનવલોકનાં તમામ સુખો ક્ષણિક અને નાશવાન હોય છે ત્યારે વૈરાગ્યજન્ય સુખો સ્થાયી હોય છે. સાધુઓ આવા સુખના સર્વદા ભોક્તા હોવાથી તેમને સાંસારિક કોઈ પદાર્થ-

ની ચાહના રહેતી નથી. 'બીજી રીતે પણ સાધુસંસ્થામાં પદાર્થજન્ય સુખોને સ્થાન આપવું હાનિકર્તા છે. આવાં સાધનોને અભાવે જ સાધુઓ સુખી રહે છે.'

આવી ત્યાગવૃત્તિ જોતાં રાવની મહાત્મા પ્રત્યેની ભાવના અનેકગણી વધી ગઈ. ફરી પ્રાર્થના કરી, 'ત્યારે દર માસે થોડી અતિથિસેવા માટે કોરીઓ મોકલાવતો રહું તો આટલી સેવા માન્ય રાખશો ?'

જોગીરાજ હસી બોલ્યા, 'રાજા !

**કોરિયું કોરિયું કુરો કર્યો કોરિયુંમેં આય કૂડ,**
**મરી વેંધા માડુઆ, મોમેં પેંધી ધૂડ.**

કોરિયું કોરિયું શું કરો છો. કોરિયુંમાં કૂડ ભર્યાં છે. માનવી મરી જાય છે ત્યારે તેના મોઢામાં આખરે ધૂળ ભરાય છે; અર્થાત્ માટીમાંથી થનાર માટીમાં જ સમાય છે.

રાવ ! મારો આજ સુધીનો અનુભવ કહી જાય છે કે,

**કેક વેઆ કે વેંધા કુણ કર્યોતા કેર,**
**માડુએ ધરાં મેકણ ચેં સું સુઞા ડીઠા સેર.**

કેંક ગયા અને કેંક ચાલ્યા જશે, તો શા માટે બીજાઓ પર જુલમ કરવો જોઈએ ? મેં તો કંઈક શહેરોનાં શહેરો માનવી વિનાનાં બનેલાં જોયાં છે.

આ શરીરની પણ એ જ સ્થિતિ છે. આવતી કાલ એટલે સંવત ૧૭૮૬નાં આસો વદ ૧૪ના રોજ આ શરીરે મધ્યાહ્નકાળે સમાધિમાં બેસવાનું છે. સવાર થતાં સમાધિ ખોદાવવાની વરધી અપાશે.'

રાવ દેશલ આ સાંભળી ગળગળા થઈ બોલ્યા : 'મહાત્માજી ! મારા અપરાધે આપ સમાધિ લેવા ઇચ્છો છો ? કચ્છના રાવના કપાળમાં આ અમીટ કાળો ડાઘ લાગે છે.'

'મારી સમાધિમાં તમો કારણભૂત નથી, રાજા ! સિદ્ધ, સાધક, રાવ, રાણા કે કંગાલ દરેકને સમય થતાં જવું જ જોઈએ, કોઈ રોગ દ્વારા જાય છે, ત્યારે યોગીઓ સ્વેચ્છાએ જાય છે. બન્ને રીતોમાં

જવાનું તો ખરું જ. તમે અત્યારે જ ભુજ જાઓ.'

'ભગવન્! થોડો સમય સત્સંગનો લાભ આપવા અહીં રહો, કચ્છને આપ જેવા મહાપુરુષની ખૂબ જ જરૂર છે.' રાવે સમાધિ નહિ લેવા પ્રાર્થના કરી.

'રા'બાવા! કચ્છનું ભાવિ ઊજળું નથી. મારાથી લેખમાં મેખ મારી શકાય તેમ ન હોવાથી મારું અહીંયાં રહેવું ઉપયોગનું નથી. કચ્છ પર વિપત્તિનાં વાદળો ઘેરાય છે. સિંધના અમીરો સાથે એક મોટો જંગ થશે. આમાં કચ્છના નામાંકિત શૂરાઓ કામ આવશે. સોરઠની ભૂચર મોરી જેવું કચ્છનું ઝારાનું સ્થાન ભૂચર મોરી બનશે. પછીના રાવ કુટુંબકલેશમાં અટવાશે. કચ્છની પ્રગતિ રૂંધાઈ જશે, એકાદ રાવ ઇસ્લામ સ્વીકારી પ્રજાને રંજાડશે, પછી પ્રજારાજ થશે, અને તે ટૂંક વખતમાં નાશ પામશે. ફરી રાવ ગાદી પર આવશે ખરા, પરંતુ કચ્છની અવનતિ થઈ તે ફરી ઉન્નતિ થશે નહીં. આવું ભાવિ ભાખતાં ખેદ થાય છે; છતાં તમો અહીં સુધી આવ્યા ત્યારે જતાં જતાં મારે કહેવું જોઈએ.'

આમ કહી રાવને રવાના કર્યા. સૂર્યોદય થતાં જ સ્થાનના ટેલવાઓને એકઠા કરી સમાધિ ખોદાવવા આજ્ઞા કરી, સાથે જણાવ્યું કે જેને મારી સાથે આવવું હોય તેમણે તૈયાર રહેવું. મધ્યાહ્ને સમાધિમાં બેસવાનો સમય છે.

દશ જણા તૈયાર થયા, અગિયારમો ગરવા નામનો એક ઢેડ પણ તૈયાર થયો.

સમાધિ ખોદાવા લાગી. ઢેડની સાથે સમાધિમાં બેસવું ઠીક નહીં, જગત જેને દૂર રાખે તેની સાથે આખરની વેળાએ બેસતાં થોડા શિષ્યો સુગાયા. મેકરણે સહુને બોલાવી સમજાવ્યા: 'ભાઈઓ! તમારી સૂગ ખોટી છે.

**પીપરમેં પાણ નાય બાવરમેં બિયો,**
**નિમમેં નારાણ ચોય કંઢે મેં કિયો?**

પીપરમાં પરમેશ્વર પોતે જ છે ત્યારે શું બાવળમાં કોઈ બીજો છે? લીમડામાં એ જ છે અને ખીજડામાં બીજો કયો હોય? મારે મન તમો બધાય સમાન છો. તમારાથી ઢેડ થોડો વધુ વહાલો છે, કારણ કે તેને તમારાથી ખૂબ જ થોડો સત્સંગ અને મારો સહવાસ મળ્યો છે છતાં તે હારે હાલવા તૈયાર થયો છે. તમોને આમાં દોષ દેખાય છે તે તમારી ભ્રાંતિ છે.

**કે' કે' વલિયું કોરિયું કે' કે' વલા વેઢ,**
**વલેકના વલા સું'કે ઢાઢી ઢેડ**

કોઈને કોરી (દ્રવ્ય) વહાલી હોય, કોઈને વીંટી-વેઢ વહાલા હોય, મને ઢેડ અને ઢાઢી વહાલા છે કે જેને લોકો વિનાકારણે દૂર રાખે છે. મારે મન તો सर्वं खल्विदं ब्रह्म–તમામમાં ઈશ્વર સભર ભર્યો છે. લાલિયા–મોતિયાને માટે પણ સમાધિ ગળાવજો. એ માગ પાકા ટેલવા છે.'

સમાધિઓ તૈયાર થતા બેસવા તૈયારી થવા લાગી. ગરવો પાછળ રહી ગયો. એક પછી એક સહુ સમાધિમાં 'ૐ'નામના ધ્વનિ સાથે બેસી ગયા. થોડીવારે માટી પૂરી દેવામાં આવી. ગરવો પાછળથી જુદો બેઠો. આજે દેવળમાં અગિયાર સમાધિઓ છે. ગરવાની સમાધિ દૂર છે. આજ પણ પ્રાગ-લોડાઈમાં દર વરસે મેળો ભરાય છે.

## ૪ : સિદ્ધ પ્યારેરામજી

સૌ દર્યના મદભરી માનુનીના નેણલા સમો ચંદ્ર આભની અટારીએ ચડી રહ્યો હતો. હેમંતની રાતના અંધકારને ભેદી તેના કિરણો યાદવ, મૌર્ય, ગુપ્ત અને વલ્લભી વંશના ગરુડધ્વજથી અલંકૃત બનેલા જીર્ણ-દુર્ગના રક્ષક ચૂડાસમાની ઉજ્જ્વળ કીર્તિ સમા ઉપરકોટના કાંગરાઓ અજવાળતા હતા. શહેર નવાબીની રાજનીતિ સમું સમસામ સૂતું હતું. કિલ્લાની દક્ષિણ રાંગના ઢોળાવ પાસે એક મહાત્મા બેઠા હતા.

તેની સામે તેમના જેવી જ તેજ પાથરતી ધૂણી હેમંતની શીતળતાને હરતી હતી. પહેરેગીરો કે શ્વાનો સુદ્ધાં જ્યાં ઓથ મળ્યો ત્યાં લપાઈ ઠંડી નિવારતા હતા.

મધ્યરાત્રીસૂચક નોબત પરના ટંકોરા હમણાં જ પડી ગયા હતા. ટંકોરખાનાના થોભો સૂવાની તૈયારીમાં પડ્યા હતા.

એક બાઈ આવી મહાત્માજીની સામે ઊભી રહી. અલખની આરાધનામાં હૃદયમાંથી વિશ્વનું વિસર્જન કરનાર મહાત્માનું ધ્યાન તેના પગરવે તેની તરફ ગયું. તેમણે અર્ધજાગૃત અવસ્થામાં એ બાઈ તરફ જોયું.

આવનાર સ્ત્રી ઊંચી કાઠીની, ભરાવદાર બાંધાની અને પ્રથમ નજરે સુંદર ગણાય તેવી હતી. ધૂણીના આછા અજવાળે તેનો ગોરો વાન શરણાઈ જેવો કળાયો. નમણું ઊપડતું નાક, ભવ્ય કુંકુમચંદ્રથી શોભતું કપાળ અને છીપ જેવાં હીરા જડેલાં ઝાલ ઝૂમણાંથી શૃંગારેલા કાનો તે કોઈ શ્રીમંત હશે તેવી ગવાહી પૂરતા હતા. આવનાર બાઈનો પહેરવેશ નાગર ગૃહસ્થની સ્ત્રી જેવો દેખાતો હતો. તેનો રસ્સો અને દેહનું જાજરમાનપણું સહજમાં આવકાર અપાવે તેવાં હતાં.

ધૂણીના આછા અજવાળે બાઈ મહાત્માજીની સામે બેઠી.

'બેન! બેટા! અત્યારે અહીંયાં શા માટે આવી?' અત્યાર સુધી શાંત ભાવે બેઠેલા મહાત્માએ પોતાનો નમેલ દૃષ્ટિ અદ્ધર ઊંચકી કહ્યું.

'સંત વડલાની શીતળ છાંયડી તળે ત્રિવિધ ભયથી તપેલા હરેક માનવીને આવવા ઇચ્છા થાય. મારું આવવું તેવા જ પ્રકારનું છે.' બાઈએ જરાય થડક્યા વિના કહ્યું.

'તમો ક્યાં છો અને શા માટે આટલી મોડી રાતે આવી અસામાન્ય ઠંડીમાં ઘર મૂકવું પડ્યું?' મહાત્માએ પૂર્વવત પ્રશાંત ભાવે કહ્યું.

'મહારાજ! જાતે નાગર છું. અહીંયાંના દીવાનજી મારા પતિદેવતા થાય. સોરઠની જનતાના કલ્યાણ અર્થે ટાઢ અને તાપને અમે સહજ માની સેવી રહ્યાં છીએ.' બાઈએ કહ્યું.

'દીકરી! અમરજી દીવાનનું નામ અહીંયાં આવ્યા પહેલા પણ સાભળ્યું હતું. એ વીરનર નાગરે નવાબ માટે ઘણું કર્યું છે. હાલ તેઓ ક્યાં છે?'

'સૈનિકજીવન જીવનારનાં શાં ઠેકાણાં, ભગવન્? આજે અહીં તો કાલે જામનગરના સીમાડે; પરમ રોજ ભાવનગરના ગોહીલો સામે તો ચોથે દિવસે ગીરના ગામેતીઓ કે કાઠીની સામે સૈન્ય હંકારવાનાં હોય છે. પ્રભુ, આજે સોરઠની જનતાના દુઃખનો પાર નથી. જામનો ઉન્મત્ત મેરુ, કચ્છનો ફાટેલ પ્યાલાનો ફતેહમહમદ નોતીઆર, ભાવેણાનો આતો ભાઈ, દશા વાણિયા જેવો ગરીબ દેખાતો છતાં ઊધઈ પેઠે તળિયાં સાફ કરનાર ભા કુંભોઃ આ બધાયને સીમાડા વધારવાની ભૂખ જાગી છે. ખેતી કે વ્યાપારની કોઈ નેય પડી નથી.'

'અને દીવાન અમરજીને?' મહાત્મા સહજ હસી બોલ્યા, 'નવાબીના પાયા પાતાળ સુધી પહોંચાડી જોરતલબી જેવો આકરો દંડ સોરઠના માથે જડબેસલાક કરવો છે. સોરઠના તમામ અહિરાજોને કરંડિયામાં પૂરી પોતાની મોરલિયે નચાવવા છે, ખરું ને?'

'હા, આવી મહત્ત્વાકાંક્ષા મારા સ્વામી સેવે છે ખરા, પરંતુ તે પોતાની જાત માટે–નવાબી માટે નહીં, તેમના પ્રયત્નોની પાછળ વેરવિખેર પડેલા સૌરાષ્ટ્રને સમૃદ્ધ બનાવવાની મહાન ભાવના પડી છે. રાજ્યના સ્વાર્થમાં રાજરીતિ ભૂલી રહેલા ઠાકોરોને રાજરીતિનું ભાન કરાવવા, રાતદિવસના ભેદો ભૂલી દોડા કરવામાં આવે છે. સોરઠમાં આજે ઘરઘરના રાજા છે. મારા સ્વામી આવાં નાનાં વર્તુલો ભૂંસી વિરાટ રાષ્ટ્રશક્તિ સર્જવા માગે છે. તેમની સ્વપ્નસૃષ્ટિ પૂર્વેના ક્ષત્રપોના કે વલ્લભીના સમયનું સૌરાષ્ટ્ર રચવાની છે. તેઓ પ્રયત્ન તો કરે છે, પણ પરિણામ ભગવાન હાટકેશ્વરના હાથમાં છે.'

'તારા સ્વામીની મહત્ત્વાકાંક્ષા પ્રશંસનીય છે, છતાં તે એક યવન શાસનને સુદૃઢ બનાવવા માટે છે, આ વાત ભૂલવા જેવી નથી.'

'મહારાજ!' બાઈ વધુ ગંભીર ભાવે બોલી, 'યવન શાસનની અપેક્ષાએ હિંદુપન રક્ષવા સ્થાપાયેલા રાજ્યની સ્થિતિ પણ ક્યાં સારી છે? છત્રપતિ મહારાજ શિવાજીના વંશધરો આજે લૂંટારા બન્યા છે. ખંડણી ઉઘરાવવાના બહાના તળે મરેલા સોરઠના કલેવરને ચૂંથી રહ્યા છે. એટલા માટે દીવાનજીને અમરેલીના સૂબા જીવાજી શામજીના પાપે કિલ્લા સામે તોપો માંડવી પડી હતી. મરાઠી લુંટારા કરતાં નવાબી યવન શાસન વધુ ખરાબ નથી. સાથે આઠસો વર્ષના લાંબા સમયથી મુસ્લિમરાજ નીચે રહી પ્રજા તેનાથી ટેવાઈ ગઈ છે.

'સોરઠનો રાજવર્ગ મરાઠાઓનો માર ખાવા તૈયાર થશે, યવનશાસન તળે રહેવાનું પસંદ કરશે, પરંતુ કોઈ બ્રાહ્મણ રાજા બનશે તો સહન કરી શકશે નહીં. આવા સંયોગોમાં નવાબી ટકાવવી એ જ સોરઠ માટે હિતાવહ છે; ભલે પછી તે ગમતી કે અણગમતી વાત હોય. કેટલીક પરિસ્થિતિ અનિવાર્ય હોય છે.'

'દીકરી, આપણે ખૂબ જ આડી વાતો તરફ વળી ગયાં.' મહાત્માજી બોલ્યા, 'મૂળ વાત રહી ગઈ. કહો, અહીં શા હેતુની સિદ્ધિ અર્થે આવવું થયું છે?'

દીવાનપત્ની બોલ્યાં, 'આપના આગમન પછી બહુ જ થોડા સમયમાં આપની સિદ્ધિની ખ્યાતિ મારા કાન પર આવી. ગિરનારની છાંયડીમાં અનેક સિદ્ધો આવે છે. સિદ્ધરાજ ગોરક્ષ, રામાનંદ સ્વામી અને ખુદ દત્ત ભગવાન આવી વસતા હોય ત્યાં અન્ય સિદ્ધો આવે એ સ્વાભાવિક વાત ગણાય. પ્રથમ તો બહુ આકર્ષણ થયું નહીં, પરંતુ વખત જતાં દર્શનની ભાવના ઉત્કટ થવા લાગી. આથી આપની પુત્રી દર્શનાર્થે આવી.'

'ભલે આવી બહેન. હું માનું છું કે અમરજી દીવાનની જાજરમાન પત્ની માત્ર દર્શને આવે નહીં. કોઈ ખાસ હેતુ અહીંયાં આવવાની પાછળ પડ્યો હશે જ. બોલ બેટા, કયા હેતુની સિદ્ધિ અર્થે આવવું થયું છે?'

પોતાના હૃદયગત ભાવોને મહાત્માજી પામી ગયા છે, એ સમજી દીવાનપત્ની સહજ હસી બોલ્યા, 'આપનુ અનુમાન સાચુ છે થોડી પ્રાર્થના અવશ્ય કરવા આવી છુ પુત્રી પિતા પાસેથી નિરાશ થઈ પાછી નહી જ જાય એની ખાતરી છે '

'બહેન! ગંજીફાની રમતના ખેલાડીઓની એક એ- ચાલ પાછળ સામા પક્ષને મહાત કરવાની ભાવના હોય જ આ શરીર આના રગમા પૂર્વાશ્રમમા રગાયેલુ હતું આખરે એને અસાર સમજી એ જીવનનો ત્યાગ કર્યો ' મહાત્મા ધ્યાનગમજીએ પોતાના પૂર્વ જીવનની સહજ ઝાખી કરાવી

'આપને ધન્ય છે ભગવન, ગંજીફાની મદિરાના વ્યસનો એક વાર થયા પછી મરણ પર્યંત મુકાતા નથી અમારી હાલત જુઓને! નાગર બ્રાહ્મણને ત્યા જન્મ થયો, છતા એક પણ બ્રાહ્મણો-ચિત ભાવ જીવનમા ટકાવી શકાતો નથી રાત-દહાડો મારો-કાપોની જ વાતો પિતાજી! જૂનાગઢમા એક ગોસાઈપંથી માતા રહે છે તે પોતાના શરીર પર વસ્ત્રો પહેરતી નથી લોકો તેને સિદ્ધનો અવતાર માની પૂજે છે એક સ્ત્રીજાતિ વસ્ત્ર વિના સમાજમા ખુલ્લી રહી આમ ફરતી રહે તે મને યોગ્ય લાગતુ નથી આથી આપને અભ્યર્થના કરવા આવી છુ કે, તે વસ્ત્રો પહેરે તેમ આપ એને સમજાવો, અગર વસ્ત્રો પહેરવા ફરજ પડે તેવી પરિસ્થિતિ આપ આપની સિદ્ધિની શક્તિ દ્વારા ઊભી કરો '

'બહેન! આ કામ તમારુ નહી, પરંતુ તમારા પતિનું છે સાથે બીજી વાત સમાજ ગાડરિયા પ્રવાહની રીતે જીવતા ટેવાયેલો છે તેના માટે આટલી કાળજી રાખવી એ વધુપડતી છે છતા આને તમો બધા માનતા હો તો આ રાજસત્તાથી અટકાવી શકાય તેવી વાત છે આમા મારા જેવા સાધુને સડોવવો એ શુ વ્યર્થ નથી?' મહાત્માએ કહ્યુ

'પિતાજી! ઘણા એવા કામો હોય છે કે, જે રાજસત્તાથી

થતાં જ નથી. તેમાંનું આ એક કામ છે. આ બાઈને રાજ્ય તરફથી વસ્ત્રો પહેરવા અગર હદ બહાર કરવાનું પગલું ભરવામાં આવે તો ગામમાં ધર્મના નામે કૂદાકૂદ કરનાર વર્ગ જોર પર આવી ક્રાંતિ જગાડે. હાલને તબક્કે ઘરકલેશ પરવડે તેમ નથી, સીમાડા પર જ મરાઠાઓનાં ઘોડાં ચક્કર લગાવી રહ્યાં છે. તેને જરા જેટલી તક મળે તો અમરેલીના વેરનો બદલો લેવા જરાય ઊણપ રાખે નહીં. વળી આમ ને આમ ચલાવી લેવાય તેમ નથી. આ વસ્ત્ર વિના ફરતી બાઈની સત્તા નવાબના મહેલ પર જામી ગઈ છે. દરેક બેગમ તેની દાસી જેવી આજે બની રહી છે. ધાર્મિકતાનો ડોળ કરનાર આ બાઈ પાકી ખેલાડી છે. તેને આખીયે નવાબી મૂઠીમાં લેવી છે. નવાબ ભોળા છે, તેને આ બાઈ વશીકરણ બનાવે છે અને બેગમોને નવાબ વશ કરવાના પ્રયોગ બનાવે છે. મુત્સદીઓને દાટેલ દ્રવ્ય બનાવવાની લાલચો આપી ગુપ્તમાં ગુપ્ત બાતમી મેળવી લે છે અને તે પોતાની ચેલીઓ મારફત પાડોશના રાજાઓને ખાનગી વાતો પહોંચાડી નાણાં પડાવે છે. તમો કહેશો કે આવી ભયંકર બાઈને પકડતા કાં નથી? તેના જવાબમાં મારે જણાવવું જોઈએ કે અર્ધાથી વધારે જૂનાગઢ તેના મોહમાં ઘેલું થયું છે. તેને પકડવી તે આંતરિક કલહને નોતરવા બરાબર છે. મારે આ સાલ કાઢવું છે, પણ તે રાજહુકમે નહીં, આપ જેવા સિદ્ધરાજની સિદ્ધિની શક્તિની યાચના કરીને. ટાઢે પાણીએ જે કામ રાજસત્તા કરી શકતી નથી તે કામ આપ જેવા સંતો સહજમાં કરી શકે છે. શસ્ત્રશક્તિથી આત્મશક્તિ અનેકગણી વધારે જોરદાર હોય છે.

'આપે કહ્યું કે આ કામ તમારા સ્વામીનું છે, હું કબૂલ કરું છું કે મારા દેવ અસામાન્ય છે. તેઓ ધારે તો બાઈઓ તાવડીમાં રોટલો ફેરવી નાખે છે તેટલી જ આસાનીથી તેઓ સોરઠની સીકલ ફેરવી શકે તેમ છે; પરંતુ હું આવા ઉતાવળા આંદોલનનો વિરોધ કરું છું. જે કાર્ય જેટલું જલદીથી સુધરે છે તેટલું જ ત્વરાથી તે

વણસી જાય છે. ઝડપી ફેરફાર સ્થાયી નીવડતા નથી. ધીરજનાં જ ફળ મીઠાં આવે છે. ઝાડ પર કેરીઓ પાકતી નથી, તેને દાબમાં રાખવાની જરૂર છે. સૌરાષ્ટ્રની આજની પરિસ્થિતિ પોતાના સુધાર માટે સમય માગી લે છે. એટલે આ કામ તેમને સોંપાય નહીં. તેઓ સૈનિક છે એટલે સાહસિકતાના પૂજારી છે. ઘર સુધારવું એ સ્ત્રીજાતિનું કામ છે. જૂનાગઢ અમારું છે. તેને અમારે અમારી રીતે તૈયાર કરવું છે. આ પ્રશ્ન દેખાય છે તેટલો સહેલો ન હોવાથી આપની પાસે યાચના કરવા મધ્યરાત્રે આવી કડકડતી ઠંડીમાં આવી છું. આપ સંત છો. સાહિત્યકારો સંતને સૂર્યની ઉપમા આપે છે અને સવિતાનારાયણ પાસે અમો દરરોજ માગીએ છીએ કે:

ૐ विश्वानि देव सवितर्दुरितानि परासुव यद् भद्रं तन्न आसुव।

હે સવિતાદેવ! અમારાં પાપોને દૂર કરો અને અમારું કલ્યાણ હોય તેવાં કાર્યો અમારી પાસે કરાવો. આપ ખ્યાતનામ સિદ્ધ છો. આપનો ધર્મ છે કે એક પ્રાચીન લબ્ધપ્રતિષ્ઠિત નગરને કલંકની કાલિમાથી મુક્ત કરવું. એક બાઈ આ રસ્તે કીર્તિ અને દ્રવ્ય કમાઈ જશે તો તેનું અનુકરણ આવી અનેક બાઈઓ કરશે. માટે આ ઊગતા ઝેરી ઝાડનો સમૂળ ઉચ્છેદ કરી પાવન સ્થાનને અપાવન થતું અટકાવી પુણ્યભાગી બનો.'

દીવાનપત્નીની ઓજસપૂર્ણ વાણી સાંભળી મહાત્મા બોલ્યા, 'બહેન, તમો નિશ્ચિંતભાવે ઘેર જાઓ. રાઘવેંદ્ર સરકારની દયાથી જીર્ણદુર્ગનું અનિષ્ટ આપોઆપ દૂર થશે. રાત્રી ધારવા કરતાં પણ વધારે વીતી છે.'

સોરઠી શક્તિના મૂર્તિમંત સ્વરૂપ સમાં દીવાનપત્ની ઊભાં થયાં અને મહાત્માને અભિવાદન કરી રવાના થયાં.

મહાત્મા પ્યારેરામજી ફરી પોતાના અલખની આરાધનામાં જોડાઈ ગયા. આટલા લાંબા સંવાદની અસર તેમના હૃદય પરથી પલવારમાં-સરી પડી. ધૂણીના અંગારા હજુ પણ પોતાના તેજના

ઓળાઓ અંધારામાં પાડતા પોતાની હસ્તી બતાવતા હતા.

નિશાનાથ રાતરાણીની સાથે મધુવનમાં વિહાર કરતા કોઈ મુગ્ધાના દક્ષ નાયક સમો ગગનના મધ્યભાગમાંથી અમી વરસાવતો ગેલ કરતો હતો. હેમંતની ટાઢ પોતાના સામ્રાજ્યના તમામ જીવોને આવરી લેતી થરથરાવતી હતી.

ઉપરકોટના કિલ્લાના દરવાજાની ઘડી પર ત્રણના ડંકા પડ્યા. મહાત્માજીએ ધૂણીનાં કાષ્ઠો પર બેચાર ચીપિયા લગાવી ધૂણીને વધુ તેજ કરી.

પ્યારેરામજીનું મૂળ નામ પર્વતસિંહ હતું. તેમની જન્મભૂમિ સૌરાષ્ટ્ર હોવા છતાં, તેમના પિતા મારવાડમાં સિપાઈગીરી કરતા હોવાથી તેઓ મરુભૂમિમાં ઊછર્યા હતા. નાની ઉંમરથી કઠોર સૈનિક-જીવન જીવનાર માનવીઓ સાથે ઊછરવાની તક મળતાં સ્વભાવ અને શરીર બન્ને ખડતલ બન્યાં. ઉંમરમાં આવતાં ત્યાંના મીના લોકોનો સહવાસ થયો. આ લોકો લૂંટ-ધાડ અને ખૂનો કરવાનો ધંધો ચલાવતા. આ ધંધામાં નિપુણતા મળતાં પર્વતસિંહને મોએક મીનાઓની ટોળીની આગેવાની મળી.

એક દિવસ એક નાના ગામ પર આ ટોળી ત્રાટકી. ગામ લૂંટી તેઓ ગામમાં એક રાઠોડ અટકના ઠાકોર રહેતા હતા તેના ઘર પર ગયા. ઠાકોરની નસોમાં મેદપાટની વીરતા ભરી હતી. સોની સામે તે સામનો કરવા આવી ઊભા. તેમની પાછળ તેમની સ્ત્રી અને નવયુવાન-કન્યા પણ પોતપોતાનાં હથિયારો સાથે મદદ માટે આવી કમાડની ઓથે છૂપાં રહ્યાં.

મીનાઓ ઠાકોરના આંગણામાં ગયા તેવામાં ઠાકોર તેમના પર તૂટી પડ્યા. બેચારને મારી પોતે કપાઈ મૂઆ. તેમની સ્ત્રી અને પુત્રીની પણ એ જ હાલત બની. મીનાઓ ઠાકોરનો નાનો દરબાર લૂંટી ચાલ્યા ગયા. પર્વતસિંહ ફરી આંગણામાં આવ્યો. તેણે ધર્મ માટે

પ્રાણ આપનાર પતિ, પત્ની અને પુત્રીને જોયા તેના હૃદયમા ઘર કરી રહેલ શયતાનિયત આ કરુણ દૃશ્ય જોઈ નાસી ગઈ તે પોતાના હથિયાર ત્યા જ ફેંકી મીનાનો સાથ મૂકી અલખને લખ કરવા ચાલી નીકળ્યો આબુ પર આવી નેનુજીના દ્વારાના એક બિહારીદાસ નામે વૈષ્ણવ પાસે દીક્ષા લઈ સાધુ બન્યા ગુરુએ તેમનુ નામ પ્યારેરામ પાડ્યુ

પ્યારરામજીના ગુરુ સિદ્ધ પુરુષ હતા તેમણે પોતાના નવદીક્ષિત યુવાન શિષ્યને યોગમાર્ગ સમજાવ્યો, સાગોપાગ શીખવ્યો અને એને છએક વર્ષમા સપૂર્ણ સિદ્ધિસ્વામી બનાવ્યો

દરોક વર્ષો વીતતા પ્યારેરામજીને વતન તરફની યાદ સતાવવા લાગી દ્વારકાની યાત્રા કરવા નિમિત્તે તેઓ સોરઠમા વિહરવા લાગ્યા ભ્રમણ દરમ્યાન તેમને પ્રજાની કારમી કગાલિયતના દર્શન થયા હજારો નરકકાલો જોયા, દૂધના અભાવે માતાના સૂકેલા સ્તનો ચૂસતા ચૂસતા મરતા બાળકો જોયા અર્ધમરેલા માનવોના ફૂબા જેવા ઘરો ચૂથાતા જોયા કેંકની છાતીઓમા કાઠીઓના ભાલા ધરબાતા ભાળ્યા ગામેગામ, ટોરા પર ઢોલ સાથે ચાડિયા બેરેલા જોયા કોળીઓ, મેરો અને મિયાણાઓને સામસામે ઝઝૂમતા જોયા ભાવનગરના હાથે ખુમાણો, બસિયાઓ અને વાળા કાઠીઓના લશ્કરો આથડતા જોયા વાઘેરનો ચાંચિયાગીરી નજરોનજર નિહાળી સોરઠની કમનસીબી પર તેમને અનેક વાર નિશ્વાસો નાખવા પડ્યા કૃષ્ણની ક્રીડાભૂમિને વિધાતાને વેરો જોતા મહાત્માની આખો વારવાર ભીની બનતી રણછોડરાયના દર્શન કરતા પહેલા અનેક વાર ગીધ-શિયાળોથી ચુથાતા માનવીઓના મૃતદેહોના દર્શન કરવા પડ્યા

એકાદ વર્ષ સોરઠના ભ્રમણમા વિતાવી નરસિહ મહેતાના પગલે પાવન બનેલા ધનજયના સ્નેહધામ સુભદ્રાના મોઘા મિલનના માન મેળવનાર જૂનાગઢમા આવી ગિરનારી દરવાજે ધૂણી ચેતાવી બેઠા ગરવાની ગાળિયોમા શ્વાસ કાપી જીવનાર શ્રમજીવીઓની ભીડ થવા

લાગી. આથી દરવાજાના ચોકિયાતોએ મહાત્માજીને ત્યાંથી ઊઠી જવા આજ્ઞા કરી.

પ્યારેરામજી ત્યાંથી ઊઠી અન્ય સ્થળે જવા તૈયાર થયા ત્યારે ધૂણીના ધગધગતા અંગારા પોતાના અંચળામાં બાંધી ચાલી નીકળ્યા. બરાબર આ વખતે દીવાનપત્નીનો રથ દામોદર ભગવાનનાં દર્શનાર્થે જતો ત્યાંથી નીકળ્યો. તેમણે આ દૃશ્ય જોયું. એટલે પોતાના એક સવારને મહાત્માજી ક્યાં જાય છે એ જાણી લેવા તેમની પાછળ રવાના કર્યો. મહાત્માજી ત્યાંથી નીકળી ઉપરકોટની દક્ષિણ રાંગના ઢોળાવ નીચે આજે જ્યાં પ્યારેરામજીનો મઠ છે ત્યાં આવી ધૂણી ચેતાવી બેસી ગયા.

સવારે આ સમાચાર દીવાનપત્નીને આપ્યા. તે દિવસથી તેમની નજર મહાત્માજીની દરેક હિલચાલ પર રહેવા લાગી. એકાદ માસને અંતે જણાયું કે તે દંભી નહીં પરંતુ ખરેખર સિદ્ધ પુરુષ છે ત્યારે દીવાનપત્ની રાત્રે તેમની પાસે જઈ ઉપરોક્ત હકીકત જૂનાગઢના કાળા કલંકને દૂર કરવા માટે કહી ગયાં.

મહાત્મા પ્યારેરામજી ગિરનારી દરવાજેથી ઊઠી કિલ્લાના દક્ષિણ ભાગમાં આવ્યા ત્યારે આ ભાગ તદ્દન ઉજ્જડ હતો; કારણ કે ત્યાં ભૂતનો ભય હતો. ભૂતના ડરથી કોઈ પણ ત્યાં રહેતું નહીં.

નવા આવનાર સાધુને પણ નગરજનોએ ભૂતથી ડરાવ્યા, પરંતુ સિદ્ધેશ્વર પ્યારેરામજીને ડરવાનું કારણ ન હોવાથી સહજ એકાંત મળી જવાથી ત્યાં જ ડેરો નાખી પડ્યા.

રાત્રે ભૂત આવ્યું અને મહાત્માને ડરાવવા લાગ્યું. પ્યારેરામજીએ પોતાની સિદ્ધિની શક્તિઓ દ્વારા તેનું નામ ગંગારામ પાડી તેને ગામમાં કાવડ ફેરવવા આજ્ઞા કરી.

બીજા દિવસથી પ્યારેરામજી મહાત્માની ભિક્ષા માટેની કાવડ ફરવા લાગી. કાવડ ફરે પરંતુ તેને ઉપાડનાર દેખાય નહિ ! લોકોના કૌતુકનો પાર રહ્યો નહીં. એકવાર સારુંય શહેર દર્શનાર્થે ઊમટી મહાત્માજીના સ્થાનમાં ઊભરાવા લાગ્યું. એકાદ અઠવાડિયે મહાત્મ્ય

કાવડ ફેરવાવી બંધ કરાવી એથી લોકોનું કૌતુક ઓસરવા લાગ્યું અને એકાદ માસ વીતતા મહાત્મા શ્રીપ્યારેરામજીએ છુટકારાનો દમ લીધો.

દીવાનપત્નીના ગયા પછી મહાત્મા એક કલાક તેમના તેમ બેસી રહ્યા. ઉપરકોટના કિલ્લા પરથી ચારના ટંકોરા સંભળાયા ત્યારે તેઓ આસન પરથી ઊભા થયા અને સ્વગત ધીમે ધીમે બોલવા લાગ્યા:

'શું માનવજાતિ આટલી હદ સુધી નીચી જતી રહી છે કે દ્રવ્ય માટે વસ્ત્ર વિના રહેવું પસંદ કરવા લાગી! તેમા પણ એક સ્ત્રી! હરિ!! હરિ!! કેવો કરાલ સમય આવી ગયો! સાધુઓ તો વિશ્વનું વિશ્રાંતિસ્થાન ગણાય. સંતપણાના અંચળા તળે આવી ગંદી રમત! સિદ્ધમાં ખપવા માટે આવો મલિન રાહ! કેવો ઘોર કલિયુગ! કેટલો ભયંકર વિનિપાત!!!'

'ગંગારામ!' તેમણે પોતાના ભૂત શિષ્યને બોલાવ્યો.

'જી મહારાજ! દાસને શી આજ્ઞા છે? આવ્યો.' આમ કહી પ્રેત સામે આવી હાથ જોડી ઊભો રહ્યો.

'બેટા! જનતા જનાર્દનની સેવા કરવા આજથી તારે પેલા વસ્ત્ર વગરનાં ફરતાં અબધૂતાણીજીના ઉદરમાં વસવાનું છે. તેને પોતાની ઉદરવૃદ્ધિ જણાશે ત્યારે જ વસ્ત્રો પહેરશે. તારા વિના આ કામ અન્ય કોઈથી થાય તેમ નથી. આજકાલ આવા લોકો ગરીબ સોરઠી પ્રજાને ધર્મના નામે ઉલ્લુ બનાવતા ઠેરઠેર જોવામાં આવે છે. કોઈ લોહલંગરી, કોઈ નગ્ન અને કોઈ બાણશય્યાઓ પર સૂવાનો ઢોંગ કરતા ફરે છે. આપણે આવી દિગંબર બાઈઓનાં ઝુંડને વિખેરવું છે.'

'ભલે પ્રભુ, આજે જ માજીના ઉદરમાં બેસી મારો પ્રભાવ બતાવું છું.' ભૂતં બોલતું બંધ થયું એટલે મહાત્માજી સ્નાન કરવા પધાર્યા.

*

છેલ્લું એક અઠવાડિયું થયાં જૂનાગઢમાં છાનોછાનો એક જ પ્રશ્ન ચર્ચાતો હતો કે, માતાજી દેવીપુરીજીએ વસ્ત્રો પહેર્યાં. બાર બાર

વર્ષો થયાં પોતાની જાતને ગાર્ગી માનનાર, હજારો માનવો વચ્ચે વસ્ત્ર વિના નિર્ભયપણે ફરનાર માતાજીએ એકાએક વસ્ત્રો પહેર્યાં આથી લોકોમાં એક પ્રકારનું આશ્ચર્ય ફેલાયું. કોઈ કહેતું કે ગુરુ દત્તાત્રયે "આજ્ઞા આપી કે તમારે વસ્ત્રો પહેરવાં એટલે માતાજીએ વસ્ત્રો પહેર્યાં. ત્યારે કોઈ કહેતું કે તેમનો યોગ પૂરો થયો આથી વસ્ત્રો પહેર્યાં. ત્યારે તેના અંતેવાસીઓ ધીમે ધીમે ગણગણતા હતા કે, આખરે રાંધેલ ધાન ખરુંને! ગમે તેવી સિદ્ધ પણ સ્ત્રીજાતિ; અજવાળી તોય રાત. મોટા મોટા મુનિવરો ભૂલે ત્યારે આમનું શું ગજું ? તેમનું શરીર જ કહી આપે છે કે ચારિત્ર્યમાં ભૂલ પડી. કાયાનો રંગ જ પલટાઈ ગયો. સિદ્ધેશ્વરીએ હવે તો બહાર જવુંઆવવું બંધ કરી દીધું છે. આ વાત નવાબના મહેલમાં પહોંચી. બેગમોએ જાતે આવી તપાસ કરી તો લોકવાણી સાચી જણાઈ. આખાય જૂનાગઢમાં માતાજીનાં વસ્ત્રો પહેરવાનો વિષય જ મુખ્ય ચર્ચાનો વિષય થઈ પડ્યો.

દીવાનપત્નીના કાન પર આ વાત આવતાં તેમણે મહાત્માજીનો ઉપકાર માન્યો. તેમણે કહેનારની વાત પર ઉપર ઉપરથી ઉપેક્ષા જ દાખવી: 'હશે, સાધુ છે, આપણે તેમના કામમાં આડે આવનાર કોણ ?' માત્ર આટલું જ કહી અન્ય વાતોએ વળી ગયાં.

જોતજોતામાં હેમંત ઊતરી. વસંતઋતુ બેઠી. નવરાષ્ટ્રના નિર્માતાના હૃદય જેવાં તમામ વૃક્ષો પુષ્પફળની સંપત્તિથી લહેરાવા લાગ્યાં. અત્યાર સુધી મૌન બેઠેલા રસિક જનો જેવા ભ્રમરગણો તક મળતાં મધુર સ્વરે વસંતના મંગળ ગુણો ગાતા ચોતરફ ફરવા લાગ્યા. શીતળ વાયુલહરીઓમાં માદકતા જણાવા લાગી. જૂનાગઢના નાગરિકો ઠેકઠેકાણે મળી, હોરી, ધમાર, વસંત અને કાફીના રાગમાં ગાન–તાન કરવા લાગ્યા. નવાબના મનોરંજન માટે રાખવામાં આવેલ રામજણીઓના આવાસમાંથી બહારની સ્વરાવલિ બીનમાંથી નીકળતી સંભળાવા લાગી.

પંચમીના દિવસે મહાત્મા પ્યારેરામજી વહેલી સવારે ગિરનારી

દરવાજા તરફ સ્નાનાર્થે નીકળ્યા. હજુ માર્ગો જનશૂન્ય હતા. શ્રમજીવીઓનો મંદતર સ્વર ક્યારેક કાન પર અથડાતો હતો. અંધકારના પડદાઓ ચીરી પ્રકાશનાં કિરણો અવની પર ફેલાતાં હતાં. મહાત્માશ્રી પ્યારેરામજીના કાન પર દૂરથી રોવાનો અવાજ અથડાવા લાગ્યો, એથી તેઓ તે તરફ ગયા. તેમને ગેરુઆ વસ્ત્રોમા લપેટાયેલી એક બાઈ કૂવાના કિનારા પર ઊભેલ જણાઈ. તેઓ તેની પાસે ગયા.

'આવા મોંઘામૂલા માનવદેહનો શા માટે નાશ કરવા ઇચ્છે છે, બહેન!' મહાત્માજી બોલ્યા.

માતાએ પ્યારેરામજીને ઓળખ્યા. એમની સિદ્ધિની ખ્યાતિ અત્યાર પહેલા તેમના કાન પર આવી હતી. એકાદ વખત છૂપી રીતે મોડી રાતે તે પ્યારેરામજીને જોવા આવી હતી; પણ ત્યારે એની ભાવનામાં મહાત્મા પ્રત્યે પૂજ્યભાવ ન હતો, તે ઈર્ષ્યાથી જ આવી હતી.

પરંતુ અત્યારની સ્થિતિ જુદા પ્રકારની હોવાથી તે મહાત્માજીના ચરણમાં નમી રડી પડી.

'ભગવન્! મારા માટે આત્મઘાત વિના અન્ય કોઈ માર્ગ હવે નથી. આજ સુધી પૂજ્યતમ ગણાયેલો દેહ વિકૃત બનનાં નિંદાય છે. પ્રતિષ્ઠિત માનવીને અપકીર્તિ સહન કરવાની વેળા આવે ત્યારે એણે જીવન પરનો મોહ દૂર કરવો જોઈએ.' ચોધાર આંસુ સારતાં માતાએ કહ્યું.

'બાઈ, તારી આજની સ્થિતિ ખરેખર દયાજનક તો છે જ, છતાં થોડી નિંદનીય પણ છે. તું સાધુ બની, સારા ગુરુથી દીક્ષિત થઈ, પણ તારો આત્મા પવિત્ર બન્યો નહીં. તારા જીવનના નાવને પરમાર્થ તરફ નહીં હંકારતાં તું દંભના વમળ તરફ ખેંચી ગઈ. એનું પરિણામ જેવું આવવું જોઈએ તે આવ્યું છે. બહેન! સંતો સંસારસાગર તરવાનાં નાવડાં છે. તેમનાં જીવન તો વિશુદ્ધ જોઈએ. નગ્ન રહેવું એ લોકો સામે અધમ આદર્શ મૂકવા જેવું છે.'

'મહારાજ! અમારા નિરવાણી અખાડામાં દિગંબર રહેવાની

પરિપાટી છે. હું એને અનુસરતી હતી. આમાં અધમ આદર્શ જેવું શું તે કહેશો ?' આંસુ લૂછતાં માતાએ કહ્યું.

'દિગંબર રહેનારે સંપૂર્ણ વૈરાગ્યવાન રહેવું જોઈએ, એ વાત તમારી દિગંબરી પરિપાટીમાં ભુલાઈ છે. મઠ બાંધવા, દ્રવ્યસંગ્રહ કરવો, શિષ્યો-પ્રશિષ્યોની લંગાર વધારવી, માન મેળવવા મથામણ કરવી, તેને સાચવવાના વ્યામોહોમાં કાંળાંધોળાં કરવાં, રાજરમત રમવી, આ બધાં સાથે માત્ર દિગંબર રહી સાધુ કહેવડાવવું એ અધમ કર્મ છે. આજ સુધી જે મહાપુરુષો દિગંબર રહી ગયા છે તેમનાં જીવનોનો તમે કદી અભ્યાસ કરતાં જ નથી. માત્ર અંધ પરંપરાથી વસ્ત્રો ત્યજો છો. આમાં તમે મહાનતા અનુભવો છો અને બીજા પાસે મહાનતા મનાવવાની મહત્ત્વાકાંક્ષા સેવો છો. આમ નગ્ન રહેવું એ કાંઈ સાધુતા નથી, યોગવિશારદતા નથી. આથી વાસનાક્ષય કે મનોનિગ્રહ થતો નથી. જ્યાં સુધી કામનાનો પ્રવાહ હૃદયમાં અપ્રતિહત વેગથી વહી રહ્યો છે, ત્યાં સુધી સાંપ્રદાયિક પરિપાટી સાચવવા જે જે યત્નો કરવામાં આવે છે તે તમામ અધોમાર્ગે લઈ જનાર કરે છે. આજે તમે સોરઠની પ્રજાની દૃષ્ટિમાં બોજારૂપ મનાઓ છો. એકલા સોરઠની વાત નથી, અખિલ સંસારની પ્રજા તમારા જેવા દંભીઓને ધિક્કારે છે.' મહાત્માજીએ ઉપદેશ સાથે સત્યનો સ્ફોટ કર્યો.

'મહાત્માજી !' માતાજી બોલ્યાં, 'મૃત્યુના ઓવારે ઊભા રહેલ માનવો માટે ઉપદેશ નકામો છે. આપ આપને માર્ગે પધારો. મને મારે માર્ગે જવા દો. મારું આચરણ સાચું હતું કે દંભી હતું તેની સ્પષ્ટતા કરવાનો આજે વખત નથી. આજના સાધુસમાજને વિશ્વ નિંદે કે વંદે તેનો વિચાર કરવો મારે માટે વ્યર્થ છે. મારે માટે તો 'આપ મૂઆ પીછે ડૂબ ગઈ દુનિયા' આવી પરિસ્થિતિ છે. આપ સિદ્ધ છો. ગુરુકૃપાએ સિદ્ધિઓ તમોને વરી છે. એટલે તમે જે કહો તે માનવું જોઈએ. બાકી જેની પાસેથી તમે શાસ્ત્રો કહો છો એવા જીવનની આશા રાખો છો તે સાધુસમાજ પણ આજના જગત-

માંથી જ ઉદ્‌ભવ્યો છે, કાંઈ આકાશમાંથી ટપકી પડેલ નથી. જેવું જગત હશે તેવો જ તેમાંથી નીકળેલો સંતસમાજ પણ હશે. આપને વધુ કહેવા યોગ્ય હું નથી. મારી આજની સ્થિતિ પણ નથી, છતાં મરતાં પહેલા એક વાત કહેતી જાઉં છું કે સાધુસંસ્થામાંથી દંભ જાય એવી આશા રાખવી એ આકાશકુસુમોની માળા પહેરવા જેવી વાત છે.'

આમ કહી માતા કૂવા તરફ ચાલવા લાગી. તેણે અત્યાર સુધી ખાળી રાખેલ આંસુપ્રવાહ ફરી વહેવા લાગ્યો.

'બહેન, ઊભી રહે!' મહાત્માએ તેને રોકતાં કહ્યું.

માતા ઊભી રહી અને ધીમેથી ગળાગળા અવાજે બોલી: 'મને શા માટે રોકવી પડે છે?'

'મરવાનું કારણ નથી માટે.' મહાત્મા સ્મિત સાથે બોલ્યા.

'મરતા માનવીની મશ્કરી કરવી એ આપ જેવા મહાત્માને શોભતું નથી.'

'મશ્કરી નથી પુત્રી! તારા ઉદરમાં ગર્ભ નથી; પરંતુ મારો શિષ્ય ગંગારામ ભૂત છે. તે મારા કહેવાથી વાયુરૂપે રહ્યો છે.'

'બેટા ગંગારામ! બહાર આવ.' આમ કહેતાં ભૂત બહાર આવ્યો. માતાનું ઉદર તથા શરીર પૂર્વવત્ થઈ ગયાં.

માતા પ્યારેરામજીના ચરણમાં નમી બોલી: 'ભગવન્! આપને આવું કૌભાંડ શા માટે ઊભું કરવું પડયું? આપ જેવા સિદ્ધેશ્વરના હૃદયમાં પણ મત્સર રહી શકે છે?'

'એ મારા કહેવાથી થયું છે, બહેન!' ઝાડીમાંથી બહાર આવી દીવાનપત્ની બોલ્યાં.

અકસ્માત્ આટલી વહેલી સવારે નાગરાણીને આવેલ જોતાં મહાત્માજીને નવાઈ લાગી. તેમના ચરણમાં નમી દીવાનપત્નીએ કહ્યું: 'આશ્ચર્ય થતું હશે, પરંતુ મારી વાત સાંભળ્યા પછી આશ્ચર્ય વિરમી જશે. આપને મળ્યા પછી મારા બ્રાહ્મણીદારો માતાજીના દૈહિક ફેરફારની ખબર મને આપતા રહેતા. છેલ્લે તેઓની શારીરિક

વિકૃતિ છેલ્લી હદ પર પહોંચ્યાની જાણ થતાં હું વધુ સજાગ બની. હું સ્ત્રી હોવાથી સ્ત્રીસ્વભાવનો મને પરિચય હોય જ, એટલે મેં માન્યું કે ગમે ત્યારે માતા આત્મહત્યાને પંથે પરવરશે જ. આથી તેમના સમાચાર જાણવા માટે વધુ બાઈઓ રોકવામાં આવી. ગઈ રાત્રીએ તેમની ઉદાસીનતા વધતી જણાતાં અને વહેલી સવારે સ્થાન મૂકી બહાર ચાલી નીકળ્યાના સમાચારે હું સજાગ બની અને તેમનો પીછો લેવા જાતે ઘર બહાર નીકળી. ત્યાં આપને જતા જોયા એટલે ધીરજ આવી. આપની વાતચીત મેં ઝાડના ઓથે રહી સાંભળી અને સમય આવ્યે હું જાહેર થઈ.'

'બહેન,' મહાત્માએ કહ્યું, 'તને એકાએક આવા સમયે અહીં આવતાં ડર લાગ્યો નહીં ?'

'પિતાજી! હું નાગરાણી છું. નાગો કરતાં નાગરાણી વધુ ચેતનવંતી હોય છે. આ અનુભવ તમામ માનવીઓને હોય છે. મારા નાગરાજની રજા મેળવી હું આવી છું. ભગવન્! નાગરાણી ગમે ત્યારે ગમે ત્યાં જાય તેના તરફ ઊંચી આંખ કરી જોવાની કોઈનામાં શક્તિ નથી, ખુદ નવાબમાં પણ નહીં. મારી સાથે હમેશાં આ મારી સાહેલી રહે છે.'

આમ કહી નાગરાણીએ કટાર કાઢી બતાવી: 'આથી હું નિર્ભય છું.'

દીવાનપત્નીને આવેલ જોતાં માતાજી સહજ દૂર હઠી ગયાં અને બોલ્યાં: 'તમોને આવાં કૌભાંડ રચાવવામાં રસ છે એ જાણી આશ્ચર્ય થાય છે. કારણ કહેશો ?'

'અવશ્ય કહીશ. આપણો સ્ત્રીનો અવતાર છે. એ વાત દંભથી દીવાનાં બનેલાં તમે ભૂલી ગયાં અને સિદ્ધિ બનાવવા નગ્ન રહેવા લાગ્યાં. સાથે નવાબની બેગમોમાં લાગવગ વધારી નવાબને વશ કરવાનાં પ્રલોભનો આપી રાજદ્રોહ આરંભ્યો. તમારા ખબરપત્રીઓ ગોંડલ, જામનગર અને ભાવનગરના માર્ગે ઘૂમવા લાગ્યા. આ બધું તમે

સાધુતાને શરમાવે એવું કૃત્ય કરતાં હોવાથી મારે સાચા સાધુને શરણે જવું પડયું. તેમણે મારો આદર કરી તમોને શિક્ષા કરી. બોલો, તમે તમારો ગુનો કબૂલો છો ? તો જવા દેવામાં આવશે, નહીં-તર ન્યાયાલયમાં ખડાં કરી જાહેરમાં તમામ રાજદ્રોહનાં કર્મો મારે પુરવાર કરવાં પડશે. જૂનાગઢમાં સંતો રહે, મઠ-મંદિરો બાંધે, પર-માર્થની સરિતા વહાવે, મસ્જિદો ચણાવે, આમાં અમને વાંધો નથી; પરંતુ ધર્મની આડમાં દંભ, દ્વેષ કે રાજરમત કરતા રહે તે ચાલવા દેવાય નહીં. જ્યાં સુધી જૂનાગઢમાં નાગરોનું ચલણ છે ત્યાં સુધી નવાબી સાચવવી એ તેમનું કામ છે. તમો નવાબને, નવાબીને અને જૂનાગઢની પ્રજાને વફાદાર રહો, આશીર્વાદ આપો એ ઇચ્છવા લાયક છે; પરંતુ દુવા આપનાર કદુવા જેવાં કર્મ કરે એ કેમ પરવડે ? આજથી તમારે વસ્ત્રો પહેરી રાખવાં પડશે. મારે સોરઠની નારી-જાતિની ઇજ્જત બચાવવી જોઈએ.'

માતાજીએ તમામ શરતો કબૂલ કરી. ત્રણે ત્યાંથી નીકળી જૂનાગઢમાં આવ્યાં. આ વખતે ઉષાદેવીનાં તેજ આકાશમાં પથરાતાં હતાં. અંધકાર ભેદી પ્રકાશ અવની પર આવવા મથામણ કરતો હતો. દીવાનપત્ની પોતાનું કામ પૂર્ણ થયું માની સંતોષ સાથે હવેલીએ આવ્યાં.

માતાજી મઠમાં આવી ભગવદ્ભજનમાં લાગ્યાં.

મહાત્માજીએ ગંગારામને તારકમંત્ર સંભળાવી ભૂતયોનિમાંથી મુક્ત કર્યો.

દીવાન અમરજીએ મહાત્મા પ્યારેરામજીને પરમાર્થ કરવા બે ગામો નવાબ સાહેબ દ્વારા અપાવ્યાં.

આજે ઉપરકોટની દક્ષિણ રાંગ પાસે ઢોળાવમાં પ્યારેરામજીનો મઠ હસ્તી ધરાવે છે. ગંગારામ ભૂતની ગુફા સામેના ભાગમાં છે. દર વરસે સંખ્યાબંધ યાત્રીઓ ગંગારામ ભૂતની ગુફા જોવા આવે છે. પ્યારેરામજીની પરંપરા આજે ગૃહસ્થાશ્રમી તરીકે ચાલુ છે. ગામ બદલ રોકડ મળે છે: જૂનાગઢની જનતા આ સિદ્ધરાજને આજે યાદ કરે છે.

## ૫ : સિદ્ધ જ્ઞાનસાગરજી

ગરવાની છાંયડીમાં રહેતા તમામ સંત–મહંતોએ મળી જ્ઞાન-સાગરજીને કચ્છમાં મોકલવા આજ્ઞા કરી; કારણ એ હતું કે અંજારના પાદરમાં અજેપાળ સોલંકી સિદ્ધની જગ્યા હતી ત્યાંના પૂજારી નાથસંપ્રદાયના સાધુઓનો જુલમ વધી ગયો હતો.

કચ્છ એટલે નાથબાવાઓનો પાકો અડ્ડો. જાણે પોતાની માલોમ ન હોય તેમ નાથો ત્યાં થાણુંઓ જમાવી પડ્યા હતા.

રાજ્યાશ્રયને લીધે નાથોમાંથી સાધુતા નાશ પામી હતી. તે વખતના એ રાજાઓ–રાવો–ને રમકડાં બનાવી નાથો વૈભવ માણતા, રાજખટપટમાં ભાગ લેતા, પ્રજાવર્ગને ડરાવતા અને જેઓ પોતાના ચરણે જરજોરુ ધરતા તેમની પીઠ થાબડતા. પોતાના અત્યાચારથી પીડાતી પ્રજા સામે લાલ આંખો કરતા અને રાવ પાસે રાવ રેડી હદ બહાર કઢાવતા.

દરેક રાવ નાથોના ભક્ત હતા. તેમના પડ્યા બોલ ઝીલતા, તેમને ગુરુ માનતા, જેની નિશાનીઓ આજ પણ કિલ્લાઓના કમાડ-ના લેખોમાં મોજૂદ છે.

રાજ્યઆશ્રિત બૌદ્ધધર્મે જેવી દશા ભારતની કરી હતી, તેવી જ સ્થિતિ કચ્છ જેવા નાના ભાગની નાથો દ્વારા થતી હતી.

યોગ્યતા હોય કે ન હોય તે જોવા કોઈને ફુરસદ ન હતી, માત્ર કાન ફડાવી દર્શના પહેરવાથી નાથ બની જવાતું. આવા નાથોને કચ્છની ધરતી પર ગમે તેવા ખેલ ખેલવાનો પરવાનો મળી જતો. નાથો પ્રજાના જાનમાલના માલિક મનાતા. રાવોના કોપથી બચી જવાતું, પરંતુ ત્યારના કચ્છમાં નાથોના કોપથી ઊગરવા બારી ન હતી. ખુદ રાવ અને તેનાં કુટુંબીઓ નાથ ગુરુના નામે ધ્રૂજતાં, તેને નારાજ કરવામાં જોખમ જોતાં, તેના શાપથી ડરતાં.

દેશના રાજાની આવી દશા હોય ત્યાં બીજાની વાત જ શી?

નાથો સિદ્દિઓનાં ડિંગ હાંકવામા જરા પણ ઈશ્વરી ડર રાખતા ન હતા. તેમના મનમાં ઈશ્વર જ ન હતો. વધુમા વધુ વિલાસો વચ્ચે રહી મોજ માણે તે મોટો મહાત્મા. વધુ પૈસા એકઠા કરે તે આગેવાન. અને વધુમાં વધુ તોફાની હોય તે સાચો નાથ મનાતો. પ્રજાનું માનસ રાજ્ય અને આવા ધર્મગુરુઓની નાગચૂડે ભીંસાતું ભીંસાતું આખરના દમ લેતું હતું. કચ્છ વેરાન થતો હતો. ઝારાના જંગ હતા, રાયધણુની ગાંડાઈ અને બારભાયાના રાજઅમલે દેશની સુરત બદલાવી નાખી હતી.

અંજારના અજેપાળના મંદિરના પૂજારી નાથોનો અત્યાચાર મર્યાદાથી આગળ વધી ગયો હતો. તેમણે એક એવી હવા પેદા કરી હતી કે અજેપાળ દેવશરણે આવેલાંઓની સાથે વાતચીત કરે છે. આથી આકર્ષાઈ સંખ્યાબંધ દીનદુખિયાંઓ દર્શને આવતાં, ખર્ચ કરતાં અને માનતા ચડાવતાં; જ્યારે પૂજારી નાથો અજેપાળની આરતી કરી પૂછે કે, દાદા! અમુક માનવી શરણે આવ્યા છે, તેનું કાર્ય થશે?

મંદિરમાંથી અવાજ થતો કે, મારે પાળે પાંચસો કે હજાર કોરી મૂકશે, ત્યારે તેનું કામ સિદ્ધ થશે. લોકો જવાબને ખરો માનતા અને તેટલી રકમ કે પછી શક્તિ પ્રમાણે વત્તીઓછી રકમ પાળે મૂકી વરદાન લઈ જતાં. આમાં સાચી વાત એ હતી કે અજેપાળની મૂર્તિના સિંહાસનની નીચે ખાડો ખોદી તેમાં એક માનવીને બેસાડવામાં આવતો. આ માણસ શીખવ્યા પ્રમાણે બોલતો. આમ આ નાથો જનતાને ઠગતા અને નાણાં મેળવી ખૂબ જ અમનચમન ઉડાવતા. આ પૂજારી નાથોના પાપે અંજારની જનતાના મોટા ભાગનું નૈતિક પતન થઈ રહ્યું હતું. છેલ્લાં બસો વર્ષ થયાં જ્યાં જ્યાં આવી ચમત્કારી જગ્યાઓ હસ્તીમાં આવી છે ત્યાં ત્યાંના વતનીઓને સહન કરવું પડયું છે; એટલે દેવસ્થાનો ધનવાન ને ગામ કંગાલ થઈ જાય છે; કારણ કે ત્યાંના ઉન્મત્ત સંચાલકો પારકે પૈસા તાગડધિન્ના કરતા રહે છે અને ભ્રષ્ટતા ફેલાવે છે.

અંજારની આ ઘટનાઓ ગિરનારના સંતોના સાંભળવામાં આવતાં તેમણે જ્ઞાનસાગરજી નામે સિદ્ધને નાથોનો ગર્વ ઉતારવા તમામ ભેખધારીઓ તરફથી મોકલ્યા.

આજે અંજાર ગામના ચૌટેચકલે એક જ વાત ચર્ચાતી હતી કે અજેપાળદાદાના મંદિરનાં કમાડ ઊઘડતાં નથી. કોઈ ગિરનારી અતીત મંદિર સામે ધૂણો નાખી પડ્યો છે. તેની સિદ્ધિના પ્રતાપે અજેપાળનાં આસન હલી ગયાં છે. નાથનો મહંત કાળઝાળ થઈ ગયો. તેણે દશ નાથોને હથિયાર સાથે અતીતને મારવા મોકલ્યા.

'બિચારા પરદેશી અતીતને નાથોએ કૂટી નાખ્યો હશે?' દુકાનના ઓટલા પર બેઠેલા નારાયણ ઠક્કરે પૂછ્યું.

'અરે, શું કૂટે, ઠક્કર? શેરને માથે સવાશેર દુનિયામાં પડ્યા છે. ધૂણા પાસે આવતા દશેદશ નાથો જમીન સાથે ચોંટી ગયા. ન ડગી શકે કે ન બોલી શકે. જાણે સૂકા લાકડામાંથી કોતરી કાઢેલી પૂતળીઓ! આ સમાચાર નાથવાડામાં પહોંચતાં નાથોમાં ફફડાટ થઈ ગયો. મહંત આવ્યા. તેઓ દશે નાથો પર મંત્ર ભણી ભણી ભસ્મ ફેંકી થાક્યા, પણ દશમાંથી એકને પણ ડગાવી શક્યા નહીં. પેલો અતીત તો ધૂણા પર નિર્ભયપણે બેઠો હતો.'

નારાયણ ઠક્કરે વાતમાં રસ આવતાં ફરી પૂછ્યું: 'હં...પછી શું થયું? નાથોના માથાનો પાકો સિદ્ધ અંજારના આંગણે આવી ગયો! ઘણાં વર્ષો થયાં નાથો પોલ ચલાવતા હતા. આજ લોકો સમજશે કે નાથોનું પોલ વાગે છે.'

'થાય શું નારાયણભાઈ! મહાજનને સમાચાર મળતાં આગેવાનો બહાર આવ્યા અને અતીત મહાત્મા કે જેમનું નામ જ્ઞાનસાગરજી છે તેમને પ્રણિપાત કરી દશે નાથોને મુક્ત કરાવ્યા. મહાજને કહ્યું કે, અંજારના આંગણે ગાયો બાખડે તે ઠીક નહીં. અમારે માટે અતીતો અને નાથો બન્ને ભેખો સરખા જ પૂજનીય છે. આપનું આવવું અહીંયાં

શા હેતુથી છે તે જણાવશો ?

'હા, જણાવવા આવ્યો છુ એટલે જણાવીશ' જ્ઞાનસાગરજી બોલ્યા, 'આ નાથોએ અજેપાળ સિદ્ધની સેવા કરવી આજથી મૂકવી પડશે આ સ્થાન અતીતોનુ છે એ અતીતોને સોંપાવુ જોઈએ જ્યા સુધી અતીત પૂજારી નહી રહે ત્યા સુધી અજેપાળના બારણા નહી જ ઊઘડે' નાથોના હાલના વર્તનથી તમામ ભેખ નાગજ થયો છે ક્યા મચ્છેન્દ્ર નાથ, ગોરખ, કાનીફ, જાલધર અને મિના નાથ, અને ક્યા આજના તેમના નામે ચરી ખાનાર, વિનાસી, દ્રેષી, ગજખટપટી, વિષયના પૂતળા, પામર, ઇન્દ્રિય-આગામી બાનાઓ ? જેના સિદ્ધાતે ભર્તૃહરિ જેવા માલવરાજને યોગી બનાવ્યો, જે નાથોની કૃપાએ ગૌડરાજ ગોપીચદ અમર બન્યો, તેના વારસદારો માર્ગ ભૂલ્યા છે ભ્રષ્ટતાના સર્જક બની કચ્છ જેવા શ્રદ્ધાળુ દેશને પામર બનાવ્યો છે આ લોકો જૂઠી સિદ્ધિઓની વાતોથી લોકોને ડરાવીને પોતાના પાપ સાધુપણાનો અચળો ઢાકીને છુપાવે છે આજનો તમામ ભેખ એકમ બની નાથો કે જે સાધુતાને લજાવે છે તેને કચ્છ-સૌરાષ્ટ્રમાથી હાકી કાઢવા કટિબદ્ધ થયો છે અજેપાળનુ મદિર લેવુ એ તો માત્ર શરૂઆત છે'

'પછી મહાજને શો જવાબ આપ્યો ?' નારાયણ ઠક્કરે વાત કહેનારને પૂછ્યુ

'મહાજન પાસે જવાબ ન હતો તેમને તો આ વિવાદ આટલેથી જ અટકાવવો હતો, પરતુ જ્ઞાનસાગર મક્કમ હોવાથી કાલે સવારે સભા કરવા ઠરાવ થયો છે'

'આમા સભા ભરી શુ કરશો ? જે મહાપુરુષે નાથે મોકલેલા દશ જુવાનોને થભાવી સિદ્ધિ બતાવી, આજ સુધી કચ્છમા મહાલતા મદ તોના પાણી માપ્યા, તેમને સમજાવવા જેવુ શુ છે ? ધાર્યું કરવાની શક્તિ સાથે જ તેઓ ગિરનાર મૂકી અહીયા આવ્યા હશે' નારાયણ ઠક્કરે વાતનો ઉપસહાર કર્યો

સધ્યાનો ગાઢ અધકાર અજારની બજારને આવરવા લાગ્યો

શિવાલયોમાં ઘંટાનાદ થવા લાગ્યા. મગરિબની નમાજ પછી મુસ્લિમભાઈઓ બબ્બે બબ્બેની જોડીમાં મસ્જિદમાંથી બહાર નીકળતા દેખાયા. જૈનેતર પ્રજા દેવદર્શન અને રાત્રીભોજન માટે પોતપોતાને સ્થાને જવા લાગી.

બીજે દિવસે પ્રભાતમાં જ અંજારના કિલ્લાના ઊંચેરા ભાગ સોનેરી રંગે રંગાતા હતા. પાદરમાં આવેલ આંબલીની સઘન વનરાજિ પર સવિતાદેવનાં કિરણો પડી ધરતી પર શ્યામ સોનલવર્ણી ભાત પાડતાં હતાં, ત્યારે અજેપાળ દેવના પટાંગણમાં માનવમેદની ઊભરાવા લાગી. દાદા અજેપાળના મંદિરનાં કમાડ ખૂલી ગયાં હતાં. પૂજારીના ચહેરા પરની શોકની છાયા ઘડીભર માટે મરતું માનવી આરોગ્યવાન થતું હોય તેમ દૂર થતી દેખાતી હતી.

મોટી જાજમ પર મહાજનના આગેવાનો અને નાથ બાવાઓ ખીચોખીચ બેઠા હતા. સામસામે બે ગાદીઓ પડી હતી. થોડીવારે નાથોના આગેવાન મહંત કંથડનાથની સ્વારી આવી પહોંચી.

મહંતના કાનમાંનાં દર્શન સોનાનાં હતાં. હાથમાં હીરાનાં નંગવાળી વીંટીઓ, વેઢ અને કાંડા પર જયપુરી પાનાંના જડતરવાળી પહોંચીઓ ઊગતા સૂર્યના પ્રકાશમાં ચમકતી હતી. શરીર પર ભગવા રંગે રંગેલી રેશમી કફની, ગળામાં કાળા દોરાની શેલી મહીં નાની શિંગડી લટકતાં હતાં. પગમાં છીપની પતરીઓ ચોડેલી ખડાઉઓ હતી અને માથા પર લાંબો ટોપ પહેર્યો હતો. તેની સાથે વીસેક નાથો તેવા જ પહેરવેશથી વીંટાઈ ચાલતા હતા. જોનાર જો ભગવો રંગ બાદ કરી નજર કરે તો આમાંના કોઈને પણ સાધુ કહી શકે નહીં. નાથજીની પાછળ થોડે દૂર મજબૂત સ્નાયુવાળા તદ્દન દિગમ્બર પચાસ સાધુઓ હથિયાર સાથે આવતા હતા.

નાથજી સાવ નજીક આવ્યા એટલે નેકીદારે અવાજ કર્યો. મહાજને ઊભા થઈ રાજ્યગુરુનું સન્માન કર્યું.

જ્ઞાનસાગરજી આ બધું જોતા હસવા લાગ્યા. નાથોનો આડંબર

તેમને સાધુતાવિહોણા દેખાયો. નાથ મહંત ભારેખમ ચહેરે પોતાની કિનખાબની ગાદી પર તકિયાને અટેલીને બેઠા. મહાજનના આગેવાનોને હાથની ઇશારતથી બેસવા સૂચન કર્યું. તમામ નાગરિકો બેસી ગયા. થોડીવારે શાંતિ છવાઈ ગઈ. સહુના હૃદયમાં શું થશે, એ જ ભાવ ભરેલો હતો. દરેકની આંખો કુતૂહલતાથી બન્ને ગાદી પર બેઠેલા સાધુઓને જોતી હતી.

જ્ઞાનસાગર પ્રભાસના વતની વિદ્યાનંદ ત્રિપાઠીના એકના એક પુત્ર હતા. પિતા વિદ્વાન હોવા છતાં તીર્થપુરોહિત હોવાથી પુત્રને અભ્યાસ કરાવી શકતા ન હતા. બાળક હરિશંકર રમતગમતમાં રહેતો. આમ ને આમ દશ વર્ષની ઉંમર થવા આવી. હરિશંકર મૂર્ખ બાળકોમાં ગણાવા લાગ્યો. તેમની માતા હરિગૌરીનું હૃદય પુત્રની અપકીર્તિ સાંભળી બળતું. તક મળતાં તે પતિને કહેતી, પણ પરિણામ કશું આવતું નહીં. ત્રિપાઠીજીને અવકાશ જ મળતો નહીં. હરિગૌરીએ હરિશંકરને જેમ તેમ કરી ભણવા બેસાડ્યો. પૂરાં બે વર્ષ ગુરુએ મહેનત કરી, છતાં તેમને પૂરું જયશંકરસ્તોત્ર પણ આવડ્યું નહીં. આ મૂર્ખને કશું આવડવાનું નથી, આમ કહી પાઠશાળામાંથી તેને રજા આપવામાં આવી.

मूर्खश्च पुत्रो विधवा च कन्या। આ બન્ને અગ્નિ વિના બાળે છે. ત્રિપાઠીજી તથા હરિગૌરીને આવો જ અનુભવ થવા લાગ્યો. હરિશંકર ચૌદ વર્ષ પૂરાં કરી પંદરમા વર્ષમાં પ્રવેશ કરતો હતો, ત્યાં ત્રિપાઠીજીનો સ્વર્ગવાસ થયો. પાછળ ચારેક માસે માતા ચાલી નીકળી. હરિશંકરને હવે પૂર્ણ રીતે પોતાની અભણ અવસ્થા સાલવા લાગી. તેને જગતના વ્યવહાર પરથી વૈરાગ્ય આવ્યો. જીવન બોજારૂપ દેખાવા લાગ્યું. એક દિવસ તે પ્રભાસથી નીકળી ગિરનાર તરફ રવાના થયો.

જૂનાગઢ આવી એકાદ દિવસ શહેરમાં રખડ્યો. ક્યાંય સ્થાન ન મળતાં ગિરનાર તરફ ચાલતો થયો. ચાલતાં ચાલતાં તે લાકડાં કાપીને

પોતાનો નિર્વાહ કરવાના નિશ્ચય પર આવ્યો. કોઈ દયાળુ કઠિયારાએ તેને કુહાડો અને દોરી આપ્યાં. આખો દિવસ પ્રયત્ન કરતા થાકી જવાયું. આવડત વિના તે લાકડાં ભેગાં કરી શકયો નહીં. સાથે સાથે તેને પોતાના જીવન પર નફરત પણ વધી ગઈ.

હરિશંકરે કોઈની પાસેથી સાંભળ્યું કે, 'ભૈરવ જપ' ખાનારને (ગિરનાર પર્વત પર એ નામનું શિખર છે–ત્યાં ચડી ત્યાંથી પડતું મૂકી દેહત્યાગ કરનારને) બીજે અવતારે રાજ મળે છે. ઊગતા જુવાનને આ માર્ગ ગમ્યો. બીજા દિવસે પૂછપરછ કરતાં 'ભૈરવ જપ'ની ટેકરી શોધી કાઢી અને તે પર ચડી ગયો.

સામે જ મોટી શિલા પડી હતી. તેના પર ચડતાં તે શિલા આપોઆપ જ ઊંચકાય અને ઉપર ઊભેલ વ્યક્તિ નીચે ગબડી પડે તેમ જ નીચે પથ્થરોમાં પછડાતાં તેના પ્રાણ પણ નીકળી જાય અને શબને રાની પશુઓ થોડા જ વારમાં સાફ કરી જાય. આવી સ્થિતિ હતી.

સોરઠનાં કેટલાંય દુઃખિયાં માનવીઓએ આ શિલા પર ચડી પરભવના સુખની આશાએ પોતાના દેહ ગુમાવ્યા હતા. આજે એક બ્રાહ્મણકુમાર આ સંખ્યામાં વધારો કરતો હતો.

હરિશંકરે આકાશ તરફ જોયું. તેને માતાપિતા યાદ આવ્યાં. તે ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. તેને ઊંડે ઊંડેથી જીવવાની ઇચ્છાના ભાવો જાગ્યા; ઘડીભર તેને નીચે ઊતરી જવાનું મન થઈ આવ્યું. પણ પછી થોડીવારે પોતાની અસહાય હાલતનું ભાન થતાં મરવાના વિચારો બળવત્તર બની ગયા. હૃદયમાં ભગવાનને યાદ કરી તે ઊભો થયો. આખરનાં ડગલાં ભરતો તે મરણશિલા પાસે આવ્યો. પથ્થરની વિશાળતા તરફ ઘડીભર તે જોઈ રહ્યો. આંખોમાં ફરી આંસુ આવ્યાં, દિલ ડગમગવા લાગ્યું. તે બે ડગલાં પાછો ખસી ગયો. તેવામાં જ પાછળ-થી કોઈનો પગરવ તેના કાન પર અથડાયો. તેણે ગરદન ફેરવી પાછળ જોયું તો એક વૃદ્ધ મહાત્માને નવયુવાનના ઠસ્સાથી ઉપર આવતા જોયા.

જરાય થાક કે હાંફ વિના મહાત્મા તેની પાસે આવી પહોંચ્યા

અને બોલ્યા: 'શા માટે મરવું પડે છે, યુવાન?'

પોતાના મરણપ્રસંગને સાંગોપાંગ પાર ઉતારવા ઇચ્છતા હરિશંકરને આ મહાત્મા આવ્યા તે ગમ્યું નહીં; છતાં તેમના પ્રશ્ને જવાબ આપવા પ્રેરણા કરી. તે બોલ્યો, 'જીવનમાં રસ નથી માટે.'

'યુવાન! જીવનમા રસ પેદા કરવો એ માનવીના હાથની વાત છે. બાકી એક માનવીના સુખ માટે આખા વિશ્વના પદાર્થો પણ ઓછા પડે છે.'

'મા ગયાં, પિતા ગયા, જાતે મૂર્ખ રહ્યો. વિદ્યાએ પણ મૂઢ એવા મારા પર દયા ન જ કરી, એટલે નિરુપાયે આ માર્ગ લેવો પડ્યો છે, મહાત્માજી!'

'બેટા!' મહાત્માજીએ નજીક આવી હરિશંકરની પીઠ પર હેતભર્યો હાથ ફેરવી કહ્યું: 'સમય આવતાં સહુને જવાનું છે જ. તારા દુઃખનું કારણ માતાપિતા ગયાં તે નથી, પરંતુ તારો તેમના તરફનો રાગ છે. બાકી उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्। એ ગયા તે માર્ગે આપણે પણ જવાનું છે. હવે રહી શારદાની દયાની વાત. તું હજુ બાળક છે. અનુભવ થતાં સમજાશે કે સહુ માનવીઓ વણભણ્યા વિદ્વાન છે અને ભણ્યા માનવીઓ કેટલીક રીતે મૂર્ખ છે. ભણવાનું આત્મ-શાંતિને માટે છે, કીર્તિ કે કમાવા માટે નહીં.'

મહાત્માજીના શબ્દોથી આજે પહેલી જ વાર હરિને સત્યદર્શન થતાં ધીરજ આવી. તેને પોતાના મરવાના વિચારો પર ઘૃણા આવવા લાગી. તે મહાત્માના ચરણમાં નમી પડ્યો.

'મારે હવે પછી શું કરવું તે આપ જ કહો!' હરિને પોતાની વિચારશ્રેણી દોષવાળી દેખાતાં તેણે મહાત્માજી પાસે જીવન માટે માર્ગ-દર્શન માગ્યું.

'મારી સાથે ચાલ, જરા આરામ કર, પછી બધું થઈ રહેશે.' આમ કહી હરિનો હાથ પકડી મહાત્માજી ભૈરવ જપના શિખર પરથી ધીમે ધીમે નીચે ઊતરવા લાગ્યા.

હરિ મૂંગો મૂંગો મહાત્માજી સાથે ચાલતો ટેકરીનો ઢોળાવ પૂરો કરી નીચેના ભાગમાં આવ્યો. એકાદ માઈલનો ભરતવન–શેષાવનના સઘન જંગલનો માર્ગ કાપતાં તેઓ બંને એક ગુફા સામે આવી ઊભા રહ્યા.

'હરિ, અહીં ઊભો રહેજે, હું હાલ જ આવું છું,' આમ કહી મહાત્માજી જંગલમાં ચાલ્યા ગયા. હરિ ત્યાં જ એક પથ્થરની ચટ્ટાન પર બેસી રાહ જોવા લાગ્યો. સવિતાનારાયણ ધીમે ધીમે આકાશનો પંથ કાપતા ઉપર આવતા હતા. જંગલમાં નવચેતના આવતી હતી.

એકાદ કલાક વીતતાં મહાત્માજી આવ્યા. તેમના હાથમાં લીલા કંદ જેવું કાંઈક હતું.

વૃદ્ધે હરિનો હાથ પકડી તેને ગુફામાં લીધો. ઉપરથી સાંકડી દેખાતી ગુફા અંદર જતાં પહોળી હતી. તેમાં આનંદથી દશેક માનવીઓ રહી શકે તેવો ચોક અને ત્રણ બાજુ પર નાના ઓરડા જેવું હતું. વચ્ચે ધૂણો હતો, જેમાં બેચારેક ચીપિયા અને તેટલાં જ સિંદૂર ચોપડેલાં ત્રિશૂલ ખોડેલાં હતાં. સામે નાની વેદિકા હતી. તેના પર સિંહનું સળંગ ચામડું બિછાવેલ હતું. મહાત્માજી તેના પર આવી બેઠા અને હરિને સામે બેસાડી પેલા કંદ પરનાં પાંદડાંમાંથી બે પાંદડાં આપી કહ્યું, 'ખાઈ જા. આથી તારી મંદ પડેલી મેધા તીવ્ર બનશે.' હરિ મૌનભાવે પત્રો લઈ ચાવી ગયો. પછી મહાત્માજીએ કંદને ધૂણાની આગમાં ભૂંજી તેને ખવડાવ્યું.

'જો બેટા! આ કંદને યોગીઓ પર દયા કરી ભગવાને બનાવ્યું છે. એકવાર આ ખાવાથી એક માસ સુધી ભૂખ લાગતી નથી. ગિરનારમાં રહેતા સિદ્ધો આ કંદના પ્રતાપે વસ્તીમાં જતા નથી. તેમને કદી પણ અનાજ, ઘી, દૂધ કે કોઈ પણ દુન્યવી ખાનપાનના એક પણ પદાર્થની જરૂર રહેતી નથી. થોડા દિવસ પછી આ ગિરિરાજમાં પડેલી આવી અનેક ઔષધિઓ તને ઓળખાવીશ.'

હરિશંકરને બીજે દિવસે દશનામ પંથની દીક્ષા આપવામાં

આવી અને તેનું નામ જ્ઞાનસાગર રાખવામાં આવ્યું. દશનામી ગોસાંઈઓમાં ગિરિ, પુરી, ભારતી, વન, સાગર, પર્વત, આરણ્ય, આનંદ, પ્રકાશ અને તીર્થ આમ દશ પૈકી જે જે જૂથનો શિષ્ય બને તેની પાછળ આ શબ્દ જોડવામાં આવે છે. હરિશંકર 'સાગર' સંજ્ઞાધારી ગુરુનો શિષ્ય થતાં તેના જ્ઞાન નામ પાછળ સાગર નામ જોડવામાં આવ્યું.

ગુરુકૃપાએ જ્ઞાનસાગર સમર્થ વિદ્વાન બનવા સાથે યોગમાર્ગમાં નિપુણ બન્યો. તેમ જ ગિરનારની આજુબાજુમાં થતી ઔષધિઓનો તે પાકો જાણકાર બન્યો. પોતાનું કામ પૂર્ણ થયું જાણી ગુરુ પોતાનું નિવાસસ્થાન અને કીર્તિ બન્ને જ્ઞાનસાગરને સોંપી સમાધિસ્થ થયા. જ્ઞાનસાગરની સિદ્ધિઓ અને જ્ઞાનથી મુગ્ધ બની ભેખસમાજ તેમને પોતાના આગેવાન માનવા લાગ્યો.

એક દિવસ ગરવાની છાયામાં રહેતા ભેખોએ આવી જ્ઞાનસાગરજીને પ્રાર્થના કરી કે, 'ભગવન્! પારસમણિની પ્રક્રિયા આજકાલ અવળી ચાલે છે. પારસના સ્પર્શે સોનું કથીર થાય છે, અપરોક્ષ અનુભૂતિની આશાએ ભેખના શરણમાં આવનાર સાધકો નિર્જીવ–મામૂલી બની જાય છે. ભેખસમાજ માટે આ શરમની વાત છે.'

'આપ શું કહેવા ઇચ્છો છો તે સ્પષ્ટ કહો!' જ્ઞાનસાગરજીએ કહ્યું.

'ભગવન્! કચ્છમાં નાથો ભેખસમાજને લાંછન લાગે તેવું જીવન જીવી સંતમંડળની પ્રતિષ્ઠાનો નાશ કરે છે. ભેખ લીધા પછી કોઈ પણ ભેખધારીથી એક વ્યક્તિ કે વસ્તુ પર પ્રેમ કરી શકાય નહીં, એક દેશ કે ઈશ્વર પર પણ નહીં. સાધુઓનો અનુરાગ સૂર્યના પ્રકાશની પેઠે સર્વમાં સમભાવે રહેવો જોઈએ. સાધુ બધાનો છે. સમસ્ત સંસાર તેનો છે. દેશકાળના પરિચ્છેદથી સંતસમાજ પર રહેવો જોઈએ. સિદ્ધના નામે નાથો સાધુતાને કલંકિત કરે છે. આપ સિદ્ધેશ્વર છો. અંજાર પધારો. અંજારના અજેપાળના પૂજારીઓ કંથડનાથની છત્રછાયામાં રહી અત્યંત ઘૃણિત કર્મો કરે છે. બીજા કોઈ પણ ભેખને કચ્છમાં ઊતરવા દેતા

નથી. ત્રિલોકી ભૂંસાવી, માળા તોડી બળાત્કારે કાન ચીરી, મુદ્રા પહેરાવી દે છે. આવા અનેક દાખલાઓ બની ગયાની હકીકત કાન પર આવે છે. આપ વિના નાથોનો ગર્વ અન્યથી ઊતરે તેમ નથી.'

મહાત્મા જ્ઞાનસાગરજી સંતસમાજ અને ગૃહસ્થાશ્રમીઓ આમ બન્ને પક્ષના હિત અર્થે અંજાર આવ્યા. તેમણે સિદ્ધિ બતાવી પ્રજા પર છાપ પાડી, નાથનો ડર ઓછો કરવાની જાહેર સભા રખાવી હતી.

'કચ્છ નાથોનો દેશ છે. રાવના રાજ્યના સાચા રક્ષક નાથજી છે, જેમની કૃપાથી બનેલ કંથકોટે એકવાર હારેલા–થાકેલા સોલંકી રાજા મૂળરાજનો રક્ષક બની ગુજરાતના કુકુટધ્વજને પડતો બચાવ્યો હતો. ત્યાં બીજા કોઈ ભેખને આવવા કે રહેવા હક્ક નથી.' નાથના મહંતે ગાદી પરથી અર્ધા બેઠા થઈ કહ્યું.

'નાથજી, તમારો આ ઘમંડ વૃથા છે. ધરતી રાજા રામની છે. તમામ ભેખમાં ભગવાન રહી શકે છે. તમારા આવા ગુમાનનું મર્દન કરવા જ ભેખસમાજની આજ્ઞાથી આ સેવક અંજાર આવ્યો છે. તમારે કચ્છ છોડવું જ પડશે. પછી ઇચ્છાથી છોડો કે અનિચ્છાથી.' જ્ઞાનસાગરજીએ મક્કમતાથી કહ્યું.

'ગોસાંઇજી!' કંથડનાથ બોલ્યા, 'તમે હજુ જ્ઞાનમાં બાળક છો. નાથોની પ્રાચીનતાનો તમને ખ્યાલ નથી. જેમના ઉપદેશથી ગૌડરાજ અમર બન્યા, માલવરાજ સિદ્ધ થયા, જેમણે જગતને ઘેરંડ-સંહિતા, હઠયોગપ્રદીપિકા જેવા મહાન ગ્રંથો આપ્યા, જે આજ પણ સિદ્ધિઓનું નિવાસસ્થાન મનાય છે, તેને કચ્છમાંથી કાઢનાર ભેખસમાજ કોણ? સૌરાષ્ટ્રના ઇતિહાસ પર નજર કરશો તો સમજાશે કે, તેને જીવતદાન કોણે આપ્યું છે? તમે દશનામી ગઈ કાલના યોગી છો. વૈષ્ણવો તો બિચારા હમણાં જ જન્મ્યા છે, જ્યારે કૃષ્ણના દેહવિલય પછી સૌરાષ્ટ્રના ચાર ભાગ થયા, ત્યારે પ્રજાને કોણે નિવૃત્તિનો બોધ આપ્યો હતો? દશાર્ણ (દશ જાતિઓ)ના

પ્રજાતંત્રની રચના કોણે કરી હતી? નાગજાતિની નાગચૂડમાંથી સૌરાષ્ટ્રને અમારા આચાર્યશ્રી પાદલિપ્તાચાર્યે ઉગાર્યો હતો. મૌર્યોન ક્ષત્રપો અમારા દાસ હતા. અષ્ટન જયદામા, રુદ્રદામા આ બધાય નાથપંથી હતા. સેનાપતિ ભટ્ટાર્ક વિજયમને વલ્લભીરાજની સ્થાપના કરી તેમા નાથસંતાનો આશીર્વાદ હતો. તમારા શિહોર ગામની પાસે પ્રાચીન વિદર્ભનગરી નામે નગર વિજયસેને વસાવી નાથોને અર્પણ કર્યું હતુ. ત્યાં અમારો મહામંડલેશ્વર રહેતો. આજે તે ગામને વળા-વડ કહે છે. પાદલિપ્તાચાર્યના રચેલા તરંગમાળા–તરંગાવલી વગેરે ગ્રંથો આજ પણ અમારા અખાડામાં પડ્યા છે. આ બધી વાતો વિક્રમ સંવત પૂર્વે ૧૦૦–૧૫૦ વર્ષ પહેલાંની છે. ત્યારે સૌરાષ્ટ્રમાં નાથમત હતો.

'તમારું આજનું પાલીતાણા ગામ પાદલિપ્તાચાર્યના નામે વસેલ છે, તેમણે જ વસાવ્યું હતું, એવો ઉલ્લેખ અમારે ત્યાં છે. અમારા ગયા પછી જ જૈનોનું ત્યાં આધિપત્ય જામ્યું. તમારા જેવા 'કાલના યોગી અને ઢીંચણ સમી જટા' તે અમને કચ્છ છોડાવવા આવ્યા છો? સૌરાષ્ટ્ર અને કચ્છ સાથે અમારો બે હજાર વર્ષનો ઇતિહાસ સંકળાયેલો છે. કચ્છનાં સાડ, મોડ, કેર, ફૂલાણી, વાઘેલા, જામ, રાવ આ તમામ શાખાના ક્ષત્રિયો નાથોની જ કૃપાથી રાજ મેળવી શક્યા છે. નાથો માત્ર યોગી જ નથી; સમય આવતાં હથિયાર પણ વાપરી શકે છે. આજ સુધીમાં અનેક વાર વાપર્યાં છે. સિંધના મીરોના હાથથી રાવને નાથોએ ઉગાર્યો હતો એ વાત પ્રસિદ્ધ છે.'

'ખૂબ બોલી ગયા, નાથજી!' જ્ઞાનસાગર હસતાં હસતાં બોલ્યા: 'મને એક કવિની ઉક્તિ યાદ આવે છે કે–

अति पुराने बकतउ सरवर निकट कुचाल।
नये भये तो का भयो ये मन हरन मराल॥

સરોવર પાસે કુચાલ ચાલનાર બગલાઓ લાંબો સમય થયાં રહેતા હોય તેથી શું? નવા આવેલા હોય તોય હંસરાજો શું તેમનાથી એછ ન કહેવાય?

તેનો જવાબ તમામ પ્રજા એક જ આપે કે, હંસ નવા છતાં જૂના બગલાથી ઉત્તમ છે, વંદનીય છે.'

'આપ બન્ને અમારી મહાજનની દષ્ટિમાં સરખા વંદનીય છો; એટલે આપ આપનો ન્યાય કરી લેવા સમર્થ છો, છતાં એક વિનંતી કર્યા વિના રહી શકતા નથી કે, વાણીના વાદવિવાદ મૂકી કાંઈક નક્કર ભૂમિકા પર ચર્ચા કરવાથી ચોક્કસ પાયા પર અવાશે. બન્ને પોતપોતાનો જૂનો ઇતિહાસ ગાઈ ગૌરવ વધારતા રહેશો એનો અંત આ ભવમાં આવવાનો નથી. આપના ચોક્કસ નિર્ણય પર જ પ્રજાની શાંતિનો આજે આધાર છે; માટે शुभस्य शीघ्रम् જેવું કાંઈક વિચારો તો સારું.' મહાજનના આગેવાને હાથ જોડી પ્રાર્થના કરતાં કહ્યું.

'અંજારનું મહાજન અકળામણ અનુભવતું હોય તો અમે આ પ્રસંગનો ન્યાય કરવાનો ભાર અજેપાળ સિદ્ધની પ્રતિમા પર મૂકીએ છીએ. તેમને પૂછીએ, તે કહે તે જ તેમના પૂજારીના સ્થાને રહી સેવા કરે. બોલો, જ્ઞાનસાગરજી, આપને મંજૂર છે?' નાથોના મહંત કંથડનાથે વચ્ચેનો માર્ગ કાઢ્યો.

જ્ઞાનસાગરજીએ નાથોની વાત માન્ય રાખી. સહુના સાંભળતાં નાથમહંતે ઊભા થઈ કહ્યું: 'સિદ્ધરાજ અજેપાળજી! બોલો, આપની સેવા નાથો કરે કે અતીતો? સાચો જવાબ આપશો.'

મંદિરની અંદરથી સહુ સાંભળે તેમ અવાજ થયો કે, 'નાથજી અમારી સેવા કરે, અતીતો નહીં.'

અજેપાળના મંદિરમાંથી નીકળેલો જવાબ સાંભળી તમામ નાથો જયનાદ કરતા આકાશ ગજવવા લાગ્યા. બધું શાંત થયા પછી જ્ઞાનસાગરજી બોલ્યા: 'આવું જૂઠું બોલતાં તને સાપ કેમ કરડતો નથી?' આમ કહી લોકો તરફ ફરી બોલ્યા, 'અંજારના નાગરિક ભાઈઓ, આ વાણી અજેપાળ સિદ્ધની નથી; નાથોની કરામત છે. ફરી બોલાવો જોઈએ. અજેપાળજી બોલે છે!'

લોકોએ નાથજીને ફરી અજેપાળજીને બોલાવવા કહેતાં મહંતે એ જ પૂછ્યું કે, 'દાદા, તમારી પૂજા કોણ કરે?' જવાબ મળ્યો નહીં. બેચાર વખત પૂછતાં છતાં જવાબ મળ્યો નહીં; એટલે નાથો ગભરાયા અને પરસ્પર એકબીજા તરફ જોવા લાગ્યા.

'નાથજીઓ! મંદિરના સિંહાસન નીચેના ખાડામાં બેસાડેલો તમારો માનવી ક્યારનોય સાપના કરડવાથી મરી ગયો છે. એ બિચારો તમારા દંભનો ભોગ બની કિરતારની હજૂરમાં તમારા વિરુદ્ધ ફરિયાદ કરવા દોડી ગયો છે. નકામા બુમરાણ કરવું બંધ કરો. હવે જવાબ મળવાનો નથી.'

આ સાંભળી લોકો ઉશ્કેરાયા અને બેચાર હિંમતવાન કચ્છીઓ મંદિરમાં ગયા ને સિંહાસન નીચેના ખાડામાંથી મરેલ માનવીને બહાર ઉપાડી લાવ્યા. નાથોના મોં પર શાહી ઢળી ગઈ. ધીરે ધીરે ત્યાંથી તેઓ સરકવા લાગ્યા.

લોકો ઉત્સુકતાથી જોવા લાગ્યા. બન્નેની ગાદીઓ વચ્ચે મૃત દેહને મૂકવામાં આવ્યો.

'મહંતજી, આપની ઇંદ્રજાળમાં આ માનવીનો જીવ ગયો છે, તમારો ધર્મ છે કે આને તમારે સજીવન કરવો જોઈએ.' જ્ઞાનસાગરજીએ નાથના મહંતને કહ્યું.

'જ્ઞાનસાગરજી, આ કામ અમારી કોઈની પણ શક્તિની બહારનું છે. આપ જો આને જિવાડશો તો અમે અજેપાળનું સ્થાન જ નહીં પરંતુ અંજાર છોડી આજે જ ચાલ્યા જઈશું.'

'બોલો ભાઈઓ, તમે પણ ભેખમાં ગણાઓ છો.' બીજા નાથો તરફ જોઈ જ્ઞાનસાગર બોલ્યા, 'તમારે આ શરત મંજૂર છે?'

બધા સાથે જ બોલ્યા, 'હાજી.'

જ્ઞાનસાગરજીએ પાણી મંગાવી તે અભિમંત્રિત કરી પોતાની સિદ્ધિના પ્રભાવે મરનારને સજીવન કર્યો. તેણે ઊઠી જ્ઞાનસાગરના

ચરણમાં પ્રણામ કરી નાથ લોકો કેટલા વખતથી પોતાની મારફત આવો દંભ ચલાવતા હતા તે તમામ હકીકત પ્રજા સામે કહી બતાવી.

પ્રસ્તુત ઘટના પછી નાથો અંજાર છોડી ચાલ્યા ગયા અને અજેપાળના પૂજારીના સ્થાને દશનામી ગોઠવાયા. જ્ઞાનસાગરજી નાથોના માનનું મર્દન કરી કચ્છની ભૂમિનાં બંધ દ્વારો તમામ ભેખ માટે ખુલ્લાં મુકાવી ગિરનાર તરફ ચાલ્યા ગયા.

આજ પણ અજેપાળના સ્થાનમાં દશનામી પૂજારીઓ છે.

## ૬ : સિદ્ધ મોતીરામ કાપડી

'બાપુ! આપની ઓથ વિના અમારો ઉગાર થવાનો નથી. ઠાકોરનું લશ્કર મારમાર કરતું પાછળ આવે છે, રાખે ઘેરો છે.' મોરબીનું ગામ ભાંગી વારની ભીંસ વધતાં કાપડી રાજા મોતીરામજી બાપુની ઓથ લેવા આવેલા, માળિયાના દશ મિયાણાના આગેવાને કરગરતાં કહ્યું:

'તમે પ્રજાને હેરાન કરો છો, ગામ ભાંગનારને ઓથ આપનાર પાપી ગણાય. શા માટે આવું પાપકર્મ કરો છો? નેકીથી રળી રોટી કમાઈ લેતા હો, તો આમ જીવ બચાવવા ભાગવું પડે નહીં.' મોતીરામ બોલ્યા.

'બાપુ! અમે ઇન્સાન તો છીએ જ. આ બધું શોખથી નથી કરતા; આજના તમામ રાજાઓ ચોર-લૂંટારા પેદા કરનાર છે. અમો મિયાણા કોમને લૂંટારા બનાવનાર આ લોકો જ છે. અમને નેકીથી રળી ખાવું અને ભલા ઇન્સાનની પેઠે માનભર્યું જીવન જીવવું ગમે છે, પણ રોટી ક્યાં છે? રાત-દિવસ આવાં કાળાં કામાં કરીએ છીએ, છતાં પેટપૂરતું મળતું નથી. ગામો ભાંગવાનું અમારે માથે ખોટું જ તહોમત છે. રાજાઓ જ આખલાઓની પેઠે સામ-સામી ટક્કર લેતા પ્રજાનું સત્યાનાશ કાઢે છે, ગામો બાળે છે, લૂંટે છે, કોઈ જીવતા રહી જાય તો તેને ચૂસી લે છે. અમારા હાથમાં

આવે એવું રહેવા દેતા જ નથી. જુઓને આજની જ વાત કરીએ. અમે તરઘરી ગામ ભાંગી આવીએ છીએ. આખાય ગામમાંથી હજાર કોરી પણ મળી નથી.'

'જ્યારે આમ છે ત્યારે તમે શા માટે આ ધંધો મૂકી ખેતી કરતા નથી ?' મહાત્મા બોલ્યા.

'ખેતી ? ઘણુંય ખેતી કરવા મન થાય છે, પણ એક તો કસ વિનાની જમીન કશું આપતી નથી, બીજું અમલદારોનાં અપમાન સહન થતાં નથી, વેઠ કરી શકાતી નથી, ખેડૂત થયા એટલે દહાડો ઊગ્યો બાપજી ! પ્રથમ લાત અને પાછળ વાત. એ આજના ખેડૂતની ઇજ્જત કેવી છે તે ખેડૂતો જ સમજે છે. રાત-દિવસની ચિંતા, આજે કાઠીની ઘોડવેલ આવી તો કાલે સિપાઈઓનાં તીડટોળાં ઊતરી પડે. આ બધાંમાંથી ઊગરી જવાય તો વેપારીઓની મગિયાજાળમાંથી છટકવાનો માર્ગ જ નથી. વ્યાજનાં વ્યાજ અને તેનાં વ્યાજ ભરવાં પડે છે. કણબી પટેલો સહન કરી લે, પણ અમે તો કાંટિયાવરણ; અમારાથી સહન થાય નહીં, એટલે બા'રવટાનો માર્ગ લેવો પડે છે.'

'તમારું કહેવું ખરું છે ભાઈ ! સોરઠના રાજા સ્વચ્છંદી બન્યા છે. કોઈના રાજ્યમાં ખવાસ તો કોઈનામાં લુહાણા કર્તાહર્તા છે. કોઈને નાગરો નચાવે છે ત્યારે કચ્છ જેવામાં ધરતી પર અર્ધો મુસલમાન રા' રાયધણ જુલમ વરસાવી રહ્યો છે.' મહાત્મા મોતીરામજીએ નિસાસા સાથે કહ્યું.

'બાપજી, આપ તો સંતપુરુષ છો, ભાગ્યાના ભેરુ, દીન-દુખિયાંના બેલી ગણાઓ. ઠાકોર જીયાજીએ ટંકારા પરગણું સુંદરજી શેઠને ત્યાં ગીરવે મૂકી, વડોદરાની મદદ લઈ માળિયામાં કાળો કેર વર્તાવ્યો હતો. અમારાં પાપ હશે તેની શિક્ષા ભલે કરે, પણ અમારી ઓરતો અને માસૂમ બચ્ચાંઓએ એના સીમાડા જોયા નથી, છતાં નવસો નવસો માનવોને બકરાંની પેઠે રહેંસી નાખ્યાં. અમેય માટીનાં માનવી છીએ, ખુદાઈ ફિરસ્તા નથી. અમારા ઠાકોરની તલવારની

ધારે રહેસાતાં 'બચ્ચાંનાં ખૂન અમારા ખુનને તપાવે છે.'

આશ્રય માગતા મિયાણાઓનું લંબાણ બોલવું સાંભળી મહાત્માજી થોડીવાર મૌન રહી બોલ્યા: 'દોસ્તો! તમારું કહેવું ખરું છે. ઠાકોરે નિર્દોષની હત્યા કરી તમને ખૂન-લૂંટને પંથે વાળ્યા છે જ, જો કે તમારો સમાજ પ્રથમથી લૂંટારાના સમાજ તરીકે જાણીતો છે. ઠાકોરે બળતામાં ઘી હોમવા જેવી ઘટના ઊભી કરી છે, અસ્તુ. આજે તમે મા આશાપુરાનું શરણ લેવા આવ્યા છો, ત્યારે તમને કાઢી શકાય નહીં. જાઓ, ઓરડામાં માને નમી બેસો. ઠાકોરનું મેલીકાર ભલે આવે. દાદા મેકરણની જગ્યા એટલે ચિતોડનો કિલ્લો. પણ જોગમાયા એક શરતે તમને શરણે રાખે છે.'

'બાપુ, આજે ઊગરીએ તો તમે કહો તેમ જીવનભર વર્તવા તૈયાર છીએ.' મિયાણાઓ નરમ થઈ બોલ્યા.

'તમારા અત્યારના બોલવા પર ભરુંસો રખાય નહીં; કારણ કે તમે ભીંસમાં આવ્યા છો. ભય ગયો કે પાછા હતા તેવા ને તેવા. છતાં શરણાગતની રક્ષા કરનારી આઈ આશાપુરા બહારથી તમારાં રખવાળાં કરશે. આજથી તમારે દશેદશ માનવીઓએ ચોરી અને ખૂન કરવાં નહીં, આ શરત પાળવાની છે. બોલો, છે મંજૂર?'

'હા બાપજી, કસમ ખાઈને કહીએ છીએ કે, જાતનાં તો નહીં જ કરીએ પણ ચોરી-લૂંટના ખ્યાલ આવશે તે ગેજ રોજ ગળીશું, એટલું જ નહિ પણ અમારી કોમનાને બને તેટલા સમજાવી સુધારવા મહેનત કરીશું. આ અમે પાક રસૂલના અને ખુદાના નામે બોલીએ છીએ.'

હજુ વાતો ચાલતી હતી ત્યાં ટેકરીના નીચેના ભાગમાં ઠાકોરનાં મેલીકારના-લશ્કરના ઘોડાના ડાબલા ગાજવા લાગ્યા. મિયાણાઓ ઓરડામાં ગયા અને મોતીરામ ધૂણા પર આંખો નમાવી બેસી ગયા.

'બાપુ! સંતના ઘરમાં સેતાનો રહી શકે નહીં. મિયાણાઓ અહીંયાં છુપાયા છે, કાઢી આપો, નહિતર અમારે સાધુની ઝૂંપડી પીંખી નાખવી પડશે. ઠાકોરનો હુકમ છે કે મોરબીની હદમાં આવેલ

એક પણ મિયાણો જીવતો જાય નહીં.' લશ્કરના આગેવાને સત્તાવાહી અવાજે મહાત્માજીને ચેતવણી સાથે ધર્મ સમજાવતાં કહ્યું.

મોતીરામ કાપડીના પંથમાં મેકાપંથી અને આશાપુરા આમ બે ફાંટા છે. તેમાંના મેકાપંથી ફાંટાના આ સાધુ હતા. મોતીરામનો જન્મ કચ્છના ધ્રંગ નામે ગામમાં સારસ્વત બ્રાહ્મણના ઘરમાં થયો હતો. ઓગણોતરા દુષ્કાળમા એટલે સંવત ૧૮૬૯ના ભયંકર કાળમાં તેમનાં માતાપિતા અન્નના અભાવે મરણ પામ્યાં, ત્યારે તેમની ઉંમર દશ–બારેક વર્ષની હતી. માનવીનાં હાડેહાડ ગાળી નાખતા સમયમાં મંકોડા ખાઈ જાનવરો જીવે તેવા કરાલ કાળમાં ક્યાંય ઓથ નથી આમ માની ધ્રંગમાં મેકરણપંથીઓની જગ્યા છે ત્યાં આવીને રહ્યા. ત્યાં તેમને બીજે વર્ષે કાપડીપંથની દીક્ષા આપવામાં આવી. પ્રથમનું મૂળ-શંકર નામ બદલાવી મોતીરામ નામ આપવામાં આવ્યું.

મોતીરામનું શરીર બ્રાહ્મણનું હોવાથી તેમને આઈ આશાપુરાના પૂજારી તરીકેનું કામ સોંપવામાં આવ્યું. યુવાન મોતીરામ તન–મનથી આઈની સેવા કરવા લાગ્યા. ચારેક વર્ષ જગ્યામાં વિતાવ્યા પછી તેમને હિંગલાજ જવાની ઇચ્છા થતાં ગુરની આજ્ઞા લઈ સિંધના સીમાડે ખોરાસાના રણના અફળ પંથ વીંધતાં આઈના ડુંગરામાં આવ્યા. ત્યાં ચંદ્રકૂપો અને જોગમાયાના હાથના થાપાનાં દર્શન કરી ભોંયરામાં મા જોડે ફરી નવા અવતારે બહાર આવી માના પ્રસાદ ઠુમરાં ગળામાં પહેર્યાં. કપાળે માનાં કુમકુમ–કાજળની રેખાઓ કરી, પોતાની જાતને ભાગ્યશાળી માની.

માઈ પરસી પાછા ફરતાં ઉમરકોટમાં પ્રસિદ્ધ બંગવાસી કૌલરાજ ચંડીદાસ કે જેઓ ભારતનાં શાક્તપીઠોનાં દર્શનાર્થે ફરતા હતા તેમનાં દર્શનનો લાભ મળ્યો. મોતીરામ તેમની નિષ્કામ ભાવે સેવામાં જોડાઈ ગયા. એકાદ વર્ષ સિંધ–પંજાબમાં, તેમની સાથે રહેવાની તેમને તક મળી.

ચંડીદાસ કૌલરાજે મોતીરામને વિધિસર દીક્ષા આપી,

સિદ્ધનાજ બનાવ્યા ગુરુના આદેશને મસ્તક પર ચડાની મોતીરામ સીંગપુરમા રહી ગયા કીલરાજ સ્વદેશ તરફ નાના થયા

મોતીરામ નાના દહીસર ગામના પાદરમા આવતા તેમને તાના તળાવનો કિનારો ગમ્યો ત્યા નાનીશી ટેકરી પર આઈ આશાપુરાના વિશ્રૂત નાખી, ધૂણો જમાવી આજીવન ત્યાથી નીચે ઊતરવુ નહી આમ સંકલ્પ કરી બેસી ગયા ગ્રામલોકોની શ્રદ્ધા વધતા મજના પ્રવેશદ્વાર સાથેના નાના બે ઓરડાઓની દીવાલોથી ટેકરીને આવરી લીધી મહાત્માજીએ બેચાર વડ-પીપળા ઉછેર્યા આમ વીમેક વર્ષો વીતતા જગ્યા જામી ગઈ આજુબાજુના ખેડૂતો આવી અનાજ નાખી જવા લાગ્યા, એટલે સદાવ્રત ચાલુ થયુ સતોની અવરજવર વધતા રાતદહાડો ભજન, ધૂન જામવા લાગ્યા અને સહુનુ ધ્યાન દહીસરની મોતીરામની જગ્યા તરફ આકર્ષાયુ

આ સિદ્ધરામજીએ જીવન પણ સાપ્રદાયિક દુરાગ્રહ રાખ્યા વિના જ જીવનભર તમામ દીન-દુખિયાની સેવાના વ્રત રાખ્યા ને પાળ્યા શિષ્યો કરવાનો મોહ પ્રથમથી જ ન હોવાને લીધે તેમની જગ્યામા કોઈ પણ સ્થાયી રહેતુ નહી સહુ આવે અને ઇચ્છા થાય ત્યારે જાય આવો વ્યવહાર રહેતો સમભાવના અને પ્રતાપની મિયાણાઓને જાણ કારી હોવાથી આજે ઠાકોરના લશ્કરના હાથમાથી ઊગરવા તેઓ મહાત્માજીની જગ્યામા આશ્રય માટે આવ્યા હતા

ઠાકોરના નાના ભાઈ દેવાજીની ધાકધમકી મોતીરામજીના હૃદયમા કશીયે ભીતી પેદા કરી શકી નહી તેઓ પૂર્વવત્ નિશ્ચિંતતાથી બોલ્યા 'દેવાજી દરબાર ! તમારે ઠાકોરના હુકમ પ્રમાણે વર્તવુ એ તમારો ધર્મ છે સાધુની ઝૂંપડીઓમા પીંખી નાખવા જેવુ કશુ હોતુ જ નથી, આવી ધામધમકી અમારે માટે કોઈ અસરકારક નીવડે તેવી આશા રાજ રાખતું હોય તો નકામુ છે મિયાણાઓ અહીયા છે એ વાત સાચી છે, પરતુ તે હવે આપની હદમા તોફાન નહી કરે તેમ બધાયા છે એટલુ જ નહી, પણ પોતાની રામના બીજાઓને

પણ અટકાવવા માટે બનતું કરવા વચનબદ્ધ થયા છે.'

'મારે એ સાંભળવું નથી, સમજ્યા બાવા ! રાજના ચોરને તમારાથી છુપાવાય જ નહીં', ચાલો કાઢી આપો ક્યાં છે એ શયતાનો, મારે તેમને અહીં ને અહીં જ તલવારની ધાર તળે કાઢવા છે, એના વચનની જરૂર નથી. દેવાજી ગાજી ઊઠ્યા.'

'નાના ઠાકોર ! આઈ આશાપુરીની ઓથે આવેલાનો વાળ વાંકો થાય તો આઈનાં બેસણાં લાજે. અમે તો સાધુ છીએ, ચોર-શાહુકારની ભાંજગડમાં પડવાનુ અમારું કામ નથી, શરણે આવનારને મા કાંઈ મૂકતી નથી, થાય તે કરી લો. માની નજરે સહુ સરખાં. મિયાણા નાના ચોર અને તમે મોટા ચોર. સોરઠને ચોરોએ પાયમાલ કર્યો એથી વધુ તમ રાજાઓની મેલી રમતે કર્યો છે. તમારી સીમાડા વધારવાની બૂરી લાલચે સેજળ ધરતીને ધમરોળાં નાખી છે. માળિયા ઉપર ચડી જવાનો તમને શું હક્ક હતો ? ઠાકોરને પકડી કેદ કરવામાં તમારી પાસે કઈ નીતિ હતી ?'

'બાવાજી જાણી મર્યાદા સાચવી ત્યારે બાવાજી શિખામણ દેવા લાગ્યા. આવા ચોરના સાથીદાર બાવાઓને પહેલાં જ ગૂડી નાખવા જોઈએ.' દેવાજી તલવારની મૂઠ પર હાથ નાખી બોલ્યા.

વાહ રે નાના ઠાકોર ! બહુ જોર બતાવ્યું ! દેશના હાથમાં રામપાતર આપી હવે રાજવિજયના કીર્તિસ્થંભો સ્થાપવા બાવાજીઓને ગૂડવાનો આરંભ કરો ! દેવાજી દરબાર ! સાપના રાફડા ખોદતાં પહેલાં ધ્યાન રાખજો કે, કોઈ મણિધર આભડી જાય નહીં.

साधु सताये हानि त्रय धर्म अर्थ अरु वंश।
टीला निवगे देखिले कौरव रावण कंश॥

દેવાજી આ માથાફરેલા બાવાથી થાક્યા. મહાત્માજીના ઓજસ પાસે તેમને પોતાની જાત નાની દેખાવા લાગી. બાવાજીને પડકારવામાં ભૂલ કરી છે એમ તેમને સમજાવા લાગ્યું; છતાં રાજકાજ કરવાં જ

જોઈએ; આ ભાવનાએ વૃત્તિસરી શક્તિ એકઠી કરી તેઓ મહાત્માજીના ઓરડા તરફ ગયા.

ઓરડા માત્ર બે જ હતા. તેમને સાંકળ કે એવું કંઈ પણ બંધ કરવાનું સાધન ન હતું. તેમને પગની લાત મારી ઉઘાડી નાખવામાં આવ્યા. બંને ઓરડાઓ ખાલી જ જણાયા. એકમાં સાઈ આશાપુરીનું સ્થાનક અને એકમાં ભંડાર હતો. દેસાઈ શરમાઈ ગયા, તેને પાકી બાતમી મળી હતી કે, દશ સિપાઈઓ ટેકરી પર બાવા પાસે ગયા છે અને છુપાયા છે. નીચે ચોકીદારો લશ્કર આવે ત્યાં સુધીમાં સિપાઈઓ નાસી જાય નહીં તેની પૂરતી તકેદારી રાખી રહ્યા હતા. દેસાઈ પોતે પણ જરા જેટલો વખત ગુમાવ્યા વિના જ મારતે ઘોડે આવેલ હતો, ત્યારે આ શું ? આટલા વખતમાં જાય ક્યાં ? ચોકીદારોએ ખબરદારીથી એકે એક માર્ગ સાચવી રાખ્યા હતા, ત્યારે શું દશે દશ હરામખોરોને ધરતી ગળી ગઈ, આકાશમાં ઊડી ગયા કે, પછી બાવાએ કરામત કરી ? કંઈ સમજ પડી નહીં. દેસાઈએ નીચેથી પાંચ જુવાનોને બોલાવ્યા. જગ્યાનો દરેક ભાગ બારીકાઈથી તપાસવામાં આવ્યો. કોઈ પણ ભાગમાં જરા પણ શંકા આવે તેવું જણાયું નહીં. જમીનમાં ક્યાંય પણ ભોંયરા જેવું તો નથીને તે બારીકાઈથી જોતાં નિરાશ થયા. છેવટે થાકી, ત્યાંથી ચાલતા થયા.

'કેમ નાના ઠાકોર ! રાજના ચોર મળ્યા નહીં ?' મહાત્માજીએ વ્યંગ કર્યો.

તેમના તરફ નજર કર્યા વિના જ જુવાનો સાથે ઠાકોર જીવાજીના નાના ભાઈ દેસાઈ ત્યાંથી રવાના થયા.

તેમને આ સમાચાર મોરબી જલદી પહોંચાડવા જોઈએ તેમ જણાતાં પોતાની સાથેના તમામ સવારો સાથે ચાલતા થયા.

બેચારેક માઈલ જતાં તેમના ઘોડાના પેટમાં પીડ ઊપડતાં તે જમીન પર ઢળી પડ્યા. સવારોની પણ એ જ દશા થઈ. દેસાઈ તો

લગભગ બેહોશ થઈ ગયા આ ખબર બાજુના ગામલોકોને મળતા બધાને સાચવી થોડા ત્યાં રહ્યા

એક ઘોડેસવાર મારતે ઘોડે મોકલી ગયો અને ઠાકોરને આ ઘટનાથી વાકેફ કર્યા

પોતાના ભાઈ અને સવારોની સ્થિતિ વિષમ છે આવા સમાચારોથી ગભરાઈ ઠાકોર થોડા માણસો સાથે ગઢમાંથી રવાના થયા તેમને માટે પંથ લાંબો થયો હૃદય ભરાઈ આવ્યું ઉપાધિએ અર્ધ પાગલ જેવા બનેલા ઠાકોર લશ્કર પાસે આવ્યા ત્યારે ઘોડાની અને દેવાજી દરબારની સ્થિતિ ભયંકર હતી સહુ પેટપીડની વ્યથાથી બૂમો પાડતા હતા કોઈ પણ ઉપચાર કામ કરતો ન હતો ગામલોકો અનેક ઔષધિઓ લાવ્યા હતા, આજુબાજુમાં રહેતા તમામ વૈદો હાજર થયા હતા

ઠાકોરને તપાસ કરતા જણાયું કે, મહાત્માશ્રી મોતીરામજી કાપડીને દેવાજીએ દૂભવ્યા છે, તેનું કદાચ આ પરિણામ હોય, નહિ તર એકસાથે તમામ સવારોને અને ઘોડાઓને પેટપીડ ઊપડે નહી

ઠાકોર કામદારની સાથે મારતે ઘોડે ટેકરી પર મોતીરામની પાસે આવ્યા ત્યાં મહાત્માજીની સમાધિ ખોદાતી હતી થોડા ભક્તો ઊભા હતા મોતીરામ અર્ધસમાધિ જેવી સ્થિતિમાં ધૂણા પર બેઠા હતા

'બાપુ, આપ સાગર છો, સાગર મર્યાદા મૂકે ત્યારે જગત ક્યાં સુધી પોતાની હસ્તી જાળવી શકે?' ઠાકોરે ચરણરજ લેતા કહ્યું

ઠાકોર જીવાજીનો અવાજ પારખી મહાત્માજીએ આંખો ઉઘાડી અને સહજ હસીને તેઓ બોલ્યા 'ઠાકોર, તમારા ભાઈએ આઈના ઘર પર હાથ નાખ્યો આઈ આશાપુરાના પાજે ઘા નાખતા આવનારને આઈ અભય આપે છે પછી તે ગમે તેવો હોય માને મન બાળકના તમામ અપરાધો ભૂલવા યોગ્ય હોય છે સમજ્યા?'

'આપ સત્પુરુષ છો આપની ભાવના ઊંચી ગણાય રાજકાજ-

ની કાજળની કોટડીમાં રાતદિવસ રહેનાર માનવીમાં આટલી ઉદાત્ત ભાવનાઓ ન હોય ભગવન્! આપ જેવા સિદ્ધ પુરુષો પ્રજાને રંજાડનાર મિયાણાઓને આશ્રય આપતા રહેશો ત્યારે દેશ ઉજ્જડ જ થવાનો મહારાજ! દરરોજ દાતણની વેળાએ બેચાર ખેડૂતોના ખૂનના કરવાના સમાચાર આવે છે હવે વધુ આવશે, કારણ કે મોતની ઓથે માટી આઈ વધવાની' ઠાકોરે મિયાણાને સંઘરવાના ભાવોને નીંદવા મીઠી ભાષામાં પોતાની વેદના ગાઈ

'ઠાકોર! સત્તાવાળાની ચાવડી સહુ માટે સરખી જ છે પ્રજા-સેવાના નામે બીજાના ગળા રહેંસવાની વાતો સફાઈથી કરવી એ શાસકોની ચતુરાઈ છે રાજસત્તાના તોરમાં તમે લોકો ભાન ખોઈ બેઠા છો જેની રક્ષા આજે આઈ આશાપુરા કરી રહી છે તેનું સર્જન કોણે કર્યું? હૈયા પર હાથ મૂકીને કહેશો? મિયાણા જાતિને સોરઠમાં લાવનાર કોણ? તમારો જ પૂર્વજ કે કોઈ બીજો? જ્યાં સુધી એમણે તમારી સેવા કરી ત્યાં સુધી વફાદાર ગણાયા અને આજે તમારી સ્વાર્થ-વાસનામાં આડે આવે છે ત્યારે તે ચોર-ડાકુ-બહારવટિયા ઠરે છે અરે, વાહરે ઠાકોર! કચ્છમાંથી મિયાણાઓના નવસો ઘરો લાવી વસાવ્યા ત્યારે તેને પ્રજાની સેવા કરતા લાગ્યા ન હતા, ત્યારે તમારી નેમ હતી કે પ્રજામાંથી કોઈ પણ વ્યક્તિ કે સમૂહ ઊંચું માથું કરે તો તેને દાબી દેવા તેનો ઉપયોગ કરવો તમારે રાજાઓને પરાયા જીવનદીપો બુઝાવીને જ રાજ્ય કરવા છે, તમારી સંસ્થા જ સ્વાર્થી છે તેમાં તમે અપવાદ તરીકે બકાત કેમ રહી શકો?'

'આપની બદદુઆથી મારું સૈન્ય પીડાય છે, ભગવન્, કૃપા કરી તેને વ્યાધિમુક્ત કરો અપરાધી માનો તો હું છું, પીડા ભોગવનાર તમામ લોકો મારી આજ્ઞા પ્રમાણે વર્તનાર છે' ઠાકોરે મુદ્દાની વાત કરી

'એ તો બધા વ્યાધિમુક્ત બની ગયા છે, ઠાકોર, જાઓ ફરી કોઈ સંતની આજ્ઞાનું ઉલ્લંઘન કરશો નહી' મહાત્મા મોતીરામેએ

ઠાકોરને હાથથી રજા આપવાની ઇશારત સાથે કહ્યું.

'આપ, આ શું ખોદાવી રહ્યા છો?'

'સમાધિ, રાજન્!'

'શા માટે? આપ જેવા મહાત્માઓ માન રાજ્યની શોભા છે, દેવાજીના અવિનય માટે હું આપની ક્ષમા યાચું છું. તેણે જે કાંઈ કહ્યું છે તે મારી આજ્ઞાનું પાલન કર્યું છે'

'ઠાકોર! સાધુઓને ચમત્કારો કરવાની ઇચ્છા હોતી નથી, પરંતુ આવા પ્રસંગો આવી મળે છે ત્યારે આમ કરવું પડે છે. સિદ્ધિઓની ઓથ લેનાર આત્મશાન્તિ ગુમાવે છે. મારે માટે પણ તેમ જ છે, આ વાત ફેલાતાં કાલથી જ લોકો આવવાના; કારણ કે સીધા-સાદા સંતની અપેક્ષાએ લોકો ચમત્કારી સાધુઓને વધુ પૂજે છે. લોકમાન્યતા-સર્પદંશ જેવી વિષભરી છે. સાધુસંસ્થાનું પતન ચમત્કારોથી જ થયું છે અને ભાવિમાં થશે, તેથી મારે હવે સમાધિ લેવી જોઈએ. લોકપૂજ્યતાના કાંટાભરેલા બિછાનામાં સૂવા કરતાં ધરતીમાતાના ઉદરમાં ચિર શાંતિ લેવા બેસી જવું અનેકગણું ઉત્તમ છે.'

'મહાત્માજી!' ઠાકોર નમ્રભાવે બોલ્યા: 'આપની આજની આ ભાવના આત્મહત્યા ન ગણાય?'

'ના રાજન્! સિદ્ધપુરુષો મરતા નથી. અહીંયાં સમાનાર ક્યાંક જશે. અમોને કાળ સ્પર્શી શકતો નથી, જેને અણિમા, ગરિમા વગેરે સિદ્ધિઓ સાધ્ય થાય છે તે ગમે ત્યાં સમાઈ ગમે ત્યાં જઈ શકે છે.'

'ધન્ય પ્રભુ! આપ જેવા સિદ્ધરાજના વસવાટે આ પૃથ્વી ભાગ્યશાળી બને છે. આ ગામ આપના પછીના સ્થાન સાચવનારને આપું છું.'

'ના, ના રાજન્, આવું કરતા નહીં! સાધુઓને ગામધણી બનાવતાં તેમની સાધુતા જતી રહે છે, તે રામધણીને ભૂલી ગામધણીના ગુલામો બનશે. માળા મૂકી ખેડૂતો સાથે ઝઘડવામાં ગૌરવ માનશે; ગાદીપતિ થતાં નરકગામી બનવાના. માધુકરી કરી જીવનાર જ આઈને

યાદ કરી શકો. મને દેહ પર મમતા નથી, ત્યારે સ્થાન પર હોય જ કેમ ? છતાં તમારે કાંઈક આપવું જ છે તો પેલા ઓરડામાં બેઠેલા મિયાણાભાઈઓને જીવનદાન આપો, મારે માટે આટલું ઘણું છે. મિયાણાસમાજ સાથેના વેરને ભૂલી જજો, તમારો પાડોશી રાજા કિન્નાખોર છે, તે કોઈનું હિત સાધી શકતો નથી.'

'ઠાકોર જીવાજી આઈ આશાપુરાના સ્થાનવાળા ઓરડા પાસે ગયા અને તેમાંથી તમામ મિયાણાઓ બહાર આવ્યા અને તેમણે ઠાકોરની ક્ષમા માગી.

સમાધિ તૈયાર થતાં ગામલોકો આવી ગયા; મહાત્માજી ' જય મા આશાપુરા ' કહી અંદર બેસી ગયા. ઠાકોર હાથ જોડી, નમી, બોલ્યા : ' સિદ્ધરાજ ! મોરબી રાજ માટે આશીર્વાદ આપતા જજો. '

મહાત્માજીએ આંખ ઉઘાડી અને કહ્યું : ' ઠાકોર ! સાવસર તળાવની પાળ સુધી મોરબી વધીને જશે ત્યારે કાયાણીઓની સત્તા મચ્છુના કિનારા પર નહીં હોય. તમારું રાજ હવે પછીના દિવસોમાં સમૃદ્ધ થતું રહેશે. તમારા ગાદીવારસો એક પછી એક રાજનિપુણ થશે. પ્રજા રાજાને ચાહશે. બાકી સર્જનનું વિસર્જન તેની ઉત્પત્તિ સાથે જ સરજાય છે. કાયાણી કુળની સવંત ૧૭૫૪માં થયેલી સ્થાપના મેં જણાવ્યું તેમ સાવસર તળાવની પાળ સુધી વધીને મકાનો થતાં મોરબી પરથી પૂર્ણ થશે ત્યારે કોઈ જ રાજા સૌરાષ્ટ્ર પર નહીં હોય; પ્રજારાજ હશે.'

આટલું કહી મહાત્માએ આંખો બંધ કરી. તેમનો દેહ અચેત બની ગયો. લોકોના જયનાદ વચ્ચે સમાધિમાં માટી પૂરવામાં આવી.

આ જ પણ મોતીરામ કાપડીનું સ્થાન હયાત છે.

## ૭ : સિદ્ધ જસા પુજ

મોરબીના મહાજનના હૃદયમાં આજે ઉકળાટ સમાતો ન હતો. દરેક દુકાને, ઉપાશ્રયમાં અને વખાણ સાંભળી બહાર આવતા શ્રાવકોમાં એક જ વાત ચર્ચાતી હતી. આખોય જૈનસમાજ ઊંડી ચિંતામાં મગ્ન હતો. સહુ કહેતા હતા કે, 'રાજાને આ શું સૂઝયું!'

થોડા જૈન શ્રાવકો વર્ધમાન શેઠ પાસે ગયા. શેઠે તેમને સારો આવકાર આપ્યો : 'આવો શેઠિયાઓ! આજ તો અત્યારમાં? બોલો, શી આજ્ઞા છે?'

'શેઠ! જાણીજોઈને બનાવો છો શા માટે? તમારી શેઠાઈમાં આવું થાય તો તો હદ થઈ! કાયાણીકુળને મોરબી માટે લાવનાર તમારા વડવાઓ; ઠાકોર અલિયાજીનાં વેર વાળવા હથેળીમાં માથાં લઈ ફરનાર જીવા મેતા પણ તમારા જ; છતાં શું તે તમારું માને નહીં? ઠાકોરની ફાટ વધતી જાય છે.'

'પણ છે શું? વાત તો કરો!' શેઠે ટાઢે પેટે પ્રશ્ન કર્યો.

'મગનું નામ અમારી પાસે પડાવવું છે એમ ને? જાણે તમે જાણતા જ ન હો! શેઠ, આજે મોરબીના શ્રાવકોને અન્ન ભાવતું નથી, રહેવાની મજા બગડી ગઈ છે. રાજા ઊઠી મહાજન પર હાથ નાખે ત્યારે પછી બાકી રહે શું? ઠાકોર જીયાજી માર્ગ ભૂલે છે. મહાજને તેને પરચો બતાવવો જોઈએ. તમારાથી કાંઈ બને નહીં તો મૂકો શેઠાઈ, ગાદી સોંપો સંઘવી કુટુંબને, સમજ્યા! દહીં-દૂધવાળી નીતિ મહાજન ચલાવી લેશે નહીં.' ઊકળેલા શ્રાવકો એકસામટા બોલ્યા.

'અરે મારા ભાઈ, વાત તો કરતા નથી અને ઉકળાટ સમાવતા નથી. બોલો તો ખરા કે, રાજે મહાજનનું અપમાન શી રીતે કર્યું, હાથ કેમ નાખ્યો? કંઈક ધડાવાળી વાત કરશો કે હાડ ડિંગ ડિંગ હાંકવું છે? શેઠાઈનો મોહ મને જરાય નથી, જેને જોઈએ તે લઈ લે.

જરા ધીરા પડી મૂળથી માંડીને વાત કહો તો સમજાય ' શેઠે નહુજ ગરમ થઈ કહ્યું ,

' શેઠ, મહાજન એ એક એવી નાથ છે કે ગમે તેવા સાંઢના નાકમાં પડતા તેને મીણ થવું પડે '

'મહાજનના માન બાદશાહને સાચવવા પડે છે તો મોરબીના ઠાકોર કોણ માત્ર ? ગામ ખાલી કરી નીકળી જવું પડે તોય શું ? જામનગર, ધ્રાંગધ્રા, ભાવનગર–શહેરોનો ક્યાં તોટો છે ? મહાજનની છેડતી કરનારના ગામમાં શ્રાવકબચ્ચાએ રહેવું જોઈએ નહીં શેઠ ! આ તો શાસનની વાત છે આપણે ભગવાન મહાવીરના પૂજારી છીએ '

આ વખતે શેઠાણી ઓરડામાંથી બહાર આવ્યા અને સામે ચાકળા પર બેસતા બોલ્યા ' હું આજે વખાણમાં ગઈ હતી ત્યાંથી સાંભળી આવી છું કે જસા પુજના અપાસરામાંથી કમાડ માટે ઠાકોર લીંબડો કાપવાના છે મહાજનને આમાં ધર્મસ્થાનનું અપમાન લાગે છે આ શ્રાવકો એ જ વાત કરવા આવ્યા હશે, કેમ ભાઈઓ, ખરું ને ? '

' હા બા, એ જ વાત છે તમે જ કહો, અપાસરામાંથી લીલું ઝાડ ઠાકોર પાડી જાય અને મહાજન જોયા કરે એમ બને ? '

' હું યે કહું છું કે ન બને, તમારી વાત સાચી છે ' શેઠાણીએ સૂરમાં સૂર પુરાવ્યો

' વાહ વાહ ! સો વર્ષના થાઓ શેઠાણી ! શ્રાવકની દીકરીના મોમાં આવું જ શોભે ઠાકોર લીંબડો કાપવાનો વિચાર કરતા નથી, શ્રાવકોના માથા કાપવાનો વિચાર કરે છે ઝીણું મહાજને નક્કી કરી બેઠું છે કે, મોરબી મૂકવી પડે તો મૂકવી, પણ અપાસરાની આબરૂ જવા દેવી નહીં એક પણ શ્રાવકબચ્ચો લીંબડા પર ઘા પડે એટલે મોરબીમાં રહેવો ન જોઈએ બોલો શેઠ, તમારો શો જવાબ છે ? '

શેઠ બોલ્યા ' શેઠાણી હજુ નવાસવા આવે છે એટલે એમને રાજરીતની ખબર ન હોય શેઠિયાઓ, તમે ઉતાવળા થાઓ છો ઠાકોર આ દેશના ધણી છે તેની આડે આપણાથી કેમ જવાય ?

તેની પાસે આરબની બેરખ છે, મકરાણીનું સૈન્ય છે. તેઓ ચડી આવે તો તમારામાં કિયો પોતડીદાસ મોખરે ઊભે તેમ છે?'

'અરે શેઠ, એ શું બોલ્યા? વિફરેલ વાણિયો વાઘને ભારે પડે. હેમુ, વસ્તુપાળ, તેજપાળ, વિમળશા, ઉદયન, આમ્રભટ, આંબડ મેતા અને અત્યારે જીવતો જાગતો ઘેલાશા–આ બધાય વાણિયા જ હતા અને છે. ઠાકોર પાસે નાણાં ક્યાં છે? આપણે નાણે જ તે તાગડધિન્ના કરે છે. તમારા ઠાકોરની જોરાવરી જાણી. ૭ ૭ મહિના ખત્રીના પાછળ રખડપાટ કરી અને ટંકારા પરગણું ગીરવી મૂકયું ત્યારે ત્રણ લાખ કોરીનું મો જોવા પામ્યા. અમારે તમારો જવાબ જોઈએ છે, શું કહો છો? નકાર ભણો એટલે અમે ત્રીજું મહાજન અમારું ધાર્યું કરીશું. શાસનના નામે આરબોની જેગના માર સામી છાતીએ ઝીલવા અમારે મન રમત છે, શેઠ!'

'હું ઠાકોરને સમજાવીશ. તમો ઉતાવળિયું પગલું ભરશો નહીં. મને વિશ્વાસ છે કે, ઠાકોર મહાજનનાં મન દૂભવશે નહીં. આપણે વાણિયાગત મૂકવી જોઈએ નહીં. આજનો સમય વસ્તુપાળ વિમળશાહ કે ઉદયન મેતાનો નથી. પડે પાસે રમનાર સાચો વાણિયો. ઘા મારનાર કરતાં ઘા ખમનાર ઓછો શૂરવીર ગણાતો નથી. રાજા, વાજાં ને વાંદરાં એને એની રીતે રાખવાં જોઈએ.'

'એટલે તો તમારી પાસે આવ્યા છીએ. પાછળથી કહેવાનું રહે નહીં. ક્યારે જવા ધારો છો?' શેઠિયાઓએ કહ્યું.

શેઠાણી બોલ્યાં: 'અત્યારે જ જશે. ધર્મના કામમાં ઢીલ શી? શેઠ પણ શ્રાવક છે ને? આ કોઈ બીજાના ઘરનું કામ નથી. મહાજનના અર્ધવેણે હાજર રહે તે મહાજનનો શેઠ.' શેઠાણીએ પોતાની ધર્મભાવના સાથે શેઠે અત્યારે જ જવું જોઈએ એવી સૂચના કરી.

શેઠને શેઠાણીની ઉતાવળ પસંદ આવી નહીં, છતાં વધુ ચોળવામાં માલ નથી એમ માની બોલ્યા: 'હા, હું હાલ જ જાઉં છું. તમો નીચે જીવે દુકાનમાં બેસી કામકાજ કરો.'

મધ ચોપડેલી ભાષામાં વાતનો આરંભ કર્યો.

'ખરું છે શેઠ, એ તો પરસ્પરની ભાવના પર આધાર રાખે છે. રાજભક્ત પ્રજા હોય તો રાજા પ્રજાભક્ત થાય જ. બોલો શેઠ, કાંઈ કામકાજ ?'

'બાવા, સાંભળ્યું છે કે, આપ અપાસરાનો લીંબડો કપાવવા ધારો છો ?' શેઠે મુદ્દાની જ વાત કાઢી.

'હા, કમાડ કરાવવાં છે. આવુ સરખું થડ બીજું ક્યાંય નથી. સુથારોને પસંદ પડયું. કેમ, એમા તમારે કાંઈ કહેવાનું છે ?'

'જી હા, અન્નદાતા! મહાજનનું મન કચવાય છે. રાજ ધારે તો જોડિયાથી, ધોલેરાથી કે વવાણિયાથી ગમે તેવાં પાટિયાં મંગાવી શકે છે. આવી સાધારણ વાત માટે શ્રાવકોને દુભાવવા એમાં રાજની શોભા નથી. પછી તો ધણીનો કોઈ ધણી નથી.'

'હં...ત્યારે તો એમ જ કો'ને કે મારે શેઠિયાને પૂછીને જ રાજ કરવું!' ઠાકોરે સહજ વ્યંગમાં કહ્યું.

'ના બાવા, એવું કંઈ જ નથી. પણ આ તો બેચાર શેઠિયા મારે ત્યાં આવ્યા હતા અને તેમણે અરજ કરવા કહ્યું, એટલે હું મહાજન વતી બાવાને અરજ કરું છું કે, લીંબડો ન પડે તો સારું.'

'શેઠ, વાણિયા ડાહી માના દીકરા ગણાય એટલે ગોળે વીંટી વાતો કરે. અમને ગરાસિયાઓને આવું મીઠું બોલવું ફાવે નહીં. જુઓ, એવા બે-ચાર હિંગતોળ બકવાદ કરે એથી મોરબીનો ધણી ડરે તેમ નથી, સમજ્યા ને? મને સમાચાર મળ્યા છે કે, થોડાક કાછડિયા કૂદાકૂદ કરે છે, મોરબી ખાલી કરવાની ધમકી આપે છે. શેઠ, એમને કહી દેજો કે, કાલ જતા હોય તો આજ જાય. કાઢી, મિયાણાંઓ અને જામ ભેળા વાણિયા ભળી ભલે મારું મોરબી લઈ લે. મારા ગઢ સામે નાળ્યું નોંધે. આઈ મોમાઈના પ્રતાપે કાયાણીઓના લોહીમાં ખપી જવાની તેવડ છે. બાકી લીંબડો કાપવો છે એ વાત નક્કી જ છે. વટવાળાઓને કહેજો કે, સાબદા થઈ આવે.

ઠાકોર અલિયાજીએ મોરબીના ગઢના પાયા રેતી ઉપર નાખ્યા નથી, સમજ્યા ?'

, શેઠ આખીયે વાત પી ગયા કે ઠાકોરને હલકા માણસોએ ચડાવ્યા છે. વળે ભરાયેલી વાત સુધરશે નહીં.

'ભલે બાવા, આપની મરજી. રાજહઠ ફાવતું કરે. મેં તો મારો ધરમ અરજ કરવાનો હતો તે કરી દીધો. લો રજા લઈશ.'

આમ કહી શેઠ ઊઠ્યા. ઠાકોરે જરાય બેસવા વિવેક કર્યો નહીં. શેઠને માઠું લાગ્યું. ઠાકોરની છોકરવાદી જોતાં પરિણામ નબળું દેખાવા લાગ્યું. મહાજન મોરબી મૂકે તો સાથે જવું જ જોઈએ, આમ દરબારગઢ બહાર નીકળતાં જ શેઠે નક્કી કરી લીધું.

શેઠ ધીમે પગલે રામમહેલ નામે મંદિર પાસેથી નીકળ્યા ત્યાં સામે જસા પુજના શિષ્ય નિમચંદજીને આવતા જોયા. શેઠે ઊભા રહી વંદના કરી.

'ધર્મલાભ શેઠ, મહારાજ આપને યાદ કરે છે. ઘેર ગયા પહેલાં જ મળી જવાય તો સારું.'

શેઠ જસા પુજના નિમંત્રણથી અપાસરા તરફ વળ્યા. નિમચંદજી તેમની પાછળ પાછળ જવા લાગ્યા.

જૈનો શ્રાવક અને સાધુઓ આમ બે ભાગમાં મૂળથી જ વહેંચાયેલા છે. સાધુઓમાં એક લોંકાજીનો અનુયાયી વર્ગ–સ્થાનકવાસી, મુહપત્તી કાયમ બાંધનાર વર્ગ અને બીજો તપાગચ્છ–દેરાવાસી કે જે મુહપત્તી હાથમાં રાખી વિચરનાર. આમ બે ઉપરાંત દિગંબર, તેરાવાસી આવા ભેદો છે. પરંતુ આ બધાથી એક ખૂબ જ પુરાતન વર્ગ છે, જેને ગોરજી કહીને ઓળખવામાં આવે છે. તેઓ જૈન સાધુઓ જ હોય છે, જ્યાં મુહપત્તી હાથમાં કે મોં પર સરખે નથી, કપડાં કે પાત્રો જૈન સાધુઓ જેવાં રાખતા નથી, તેઓ [illegible], રસોઈ બનાવી જમે છે, શિષ્યપરંપરાથી પોતાની પરંપરા [illegible] તેઓ મુખ્યત્વે વૈદક અને મંત્રસિદ્ધિ પર પોતાની [illegible]

રાખે છે. જ્યોતિષ શાસ્ત્રમાં આવા ગોરજીઓ પાવરધા હોય છે. જસા પુજ આના વર્ગના ગોરજી હતા. તેઓ જ્યાં રહેતા હતા તે સ્થાન જૂના ઉપાશ્રય તરીકે ઓળખાતું. ઠાકોરને આ ઉપાશ્રયમાંથી જ લીંબડો કપાવવો હતો અને મહાજનને તે કપાવા દેવો ન હતો. આ ગજગ્રાહની રમતનું સ્થાન જસા પુજનુ નિવાસસ્થાન હતું.

જસા પુજની પ્રતિષ્ઠા સમાજમાં વરસો થયાં જામેલી હતી. તેઓ એક સિદ્ધ પુરુષ જ નહીં, પરંતુ ઉદાર, દયાળુ અને સંતજીવન જીવનાર ભદ્ર પુરુષ તરીકે સર્વમાન્ય હતા. મોરબીના તમામ નાગરિકો જસા પુજ તરફ સન્માનની દૃષ્ટિએ જોતા. જસા પુજમાં લેશ પણ સાંપ્રદાયિકતા ન હતી. તેઓ સંકુચિતતાને વખોડતા. તેમનો સિદ્ધાંત હતો કે नमो सव्व साहुणं. એટલે તેઓ જૈનના સાધુઓને જ નહીં પણ તમામ ભેખને નમતા. પાસે હોય તે આપતા અને પૂજતા. આમ તો ઠાકોર પણ અનેક વખત ઉપાશ્રયમાં આવતા, ઔષધિ લેતા, સલાહ માગતા અને જસાજી પુજના ચીંધ્યા માર્ગે જતા. લીંબડાના કારણે ઠાકોર હઠે ભરાયા એટલે જસા પુજનાં સ્થાન પર જવાય નહીં. તેઓ વિવેક ભૂલ્યા અથવા કહો કે તેમના પાસવાનોએ તેમને ભુલાવ્યા.

પ્રસ્તુત પ્રસંગ ઊભો થયો ત્યારે સૌરાષ્ટ્રની બરબાદી માટે કોઈનેય ચિંતા ન હતી. ગાયકવાડ ગૃહકલેશમાં ડૂબ્યા હતા. મરાઠા પેશ્વાની પડતીનાં પગરણોએ તેમને લૂંટારા બનાવ્યા હોવાથી જે પૈસા આપે તેની જ તરફદારી કરતા. ન્યાય જેવી કોઈ જ ચીજ અસ્તિત્વમાં ન હતી. કાઠીના બેફામ દોડતા ઘોડાની લગામ પકડનાર મરી પરવાર્યા હતા. સુંદરજી સોદાગર હજુ માત્ર સોદાગર જ હતો. કર્નલ વૉકરની ટ્રીટ્રીના પાયા ખોદાતા હતા, ઇમારત થશે કે કેમ એ કોઈથી કહેવાતું ન હતું. આવા વિષમતર સમયમાં મોરબીનો નિર્ધન ઠાકોર સમતોલપણું જાળવી શકે નહીં, વિવેક ભૂલે એ બહુ ખેદજનક ગણાય. ઠાકોર પણ આખરે માનવી જ. માનવી મર્યાદિતપણે વિપત્તિઓનો સામનો કરી શકે. અમર્યાદિતપણે આવેલ વિપત્તિ ગમે તેવા

આત્માને વ્યાકુળ બનાવી મૂકે છે

'આવો શેઠ!' વૃદ્ધ યતિરાજ જસાજીએ વર્ધમાન શેઠને મીઠો આવકાર આપ્યો

'સ્વામી, વંદણા કરું છું' કહી શેઠ સામે બેઠા

'ધર્મલાભ શેઠજી! આપ દરબારમાં ગયા એવા સમાચાર મળતાં નિમચંદજીને માર્ગમાં જ ઊભા રાખ્યા હતા કારણ કે તમો જે કાર્ય નિમિત્તે ગયા હતા તે કામની સમાધાની થાય તેમ નથી એ હું જાણું છું એટલે બારોબાર બોલાવ્યા હતા, ઠાકોરે શો જવાબ આપ્યો?'

'તેમને ધાર્યું નહી તેવો તેમણે ચોખ્ખા શબ્દોમાં મહાજનને જાકારો દીધો ઠાકોર લીંબડીને પાડવા માટે વટે ભરાયા છે' શેઠે કહ્યું

'તો પછી પાડવા દેવો' સાગર જેવી ગંભીરતાથી જસા પુજે કહ્યું, 'બધાય સરખા થશે તો કેમ વિચારો? રાજ્ય પાસે આપણે નમતું જોખવું આપણામાં કહેવત છે કે વાણિયા મૂછ નીચી કે તાડીચાત રાગ નીચો ભલે ઠાકોર ખુશી થાય, ભલે તેનો વટ રહી જાય કેમ, હું બરાબર કહું છું ને?'

'હું પણ આપના મતનો જ છું પરંતુ મહાજનના આગેવાનો હઠે ભરાયા છે જો ઠાકોર લીંબડી કાપવા પ્રયત્નમાં આવે તો મોરબી ખાલી કરી જવું લીંબડી પડતાં મો બીજું મહાજન પોતાની શાખને પડતી માને છે આમ બન્ને પક્ષે વટ ભરાયો છે આજ સાચી સલાહ કોઈને ગમતી નથી' શેઠે નિરાશાભર્યા અવાજે કહ્યું

'એમ વાત છે? ત્યારે તો મૂંઝવણ ખરી શેઠજી, વાણિયાનો દીકરો હિંમત હારે નહી કાંઈક માર્ગ મધ્યમ જ સૂઝ્યો છે'

'મહારાજ સાહેબ! હું તો મૂંઝાયો છું આપને સૂઝતું હોય તો માર્ગ બતાવો નાળિયેરનું પાણી નાળિયેરમાં રહી જાય, સાપ મરે નહી અને લાઠી ભાંગે નહી માટે તો બાવાના બેય બગડ્યા છે રાજન મને મહાજનનો માને છે અને મહાજન ઠાકોર પક્ષનો માને

છે. આમ સૂડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ છે. કાંઈ જ સઝતું નથી. આઘે જવામાં ડૂબી જવાય અને કિનારે રહેતાં તરસે મરાય, આવું છે. મહાજન જાય તો મારે પણ અહીંથી જવું જ પડે. ત્યારે દેશમાં પથરાયેલ ઉઘરાણી અને જમીનનું શું? ઉલાળ કે ધરાર વગર-નાઓને તો જેમ નાચે તેમ પાધરું છે. મારાથી રહેવાય પણ નહિ અને જવાય પણ નહિ. સાપે છછુંદર પકડ્યા જેવો ઘાટ છે.' શેઠે પોતાની અંગત મૂંઝવણ કહી બતાવી.

'શેઠ! આ આખીય વાત મારા ઉપર છોડી દ્યો. લીંબડો ઉપાશ્રયમાં છે. કાપનારા અહીં આવવાના છે. વિશ્વાસ રાખજો કે, મહાજનની ઇજ્જત જવા નહીં દઉં. ઠાકોર પોતાની મેળે જ સમજી લીંબડો કાપ્યા વિના જાય તેમ કરવામાં આવશે. બોલો, મારામાં વિશ્વાસ છે?'

'જી હા, આપ સિદ્ધ પુરુષ છો. ધારો તે કરી શકો. હું મહાજનને અત્યારે જ બોલાવીને કહી દઉં છું. આ કામ મહારાજ સાહેબે પોતાના હાથમાં લીધું છે. મહાજને આ આખીયે વાત ભૂલી જવી. મને ખાતરી છે કે, જે કામ જસાજી પુજ હાથમાં લે, તેમાં સફળતા જ હોય, રજા લઉં?'

'ખુશીથી જાઓ શેઠ, જરાય પાણી હલે નહીં તેમ મહાજનને કહેજો. મારો તરફથી જાહેર કરજો કે, 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર' આ કહેવત ભૂલશો નહીં.''

શેઠ ઊઠ્યા. યતિરાજ જસા પુજે તેમના ગયા પછી ઉપાશ્રયનાં કમાડો બંધ કરાવ્યાં અને પોતે સાધનામાં બેસી ગયા.

*

માટીનો ડુંગર આખરે માટી જ રહેવાનો. હીરે મઢ્યા કુંભ આખરે ઠીકરાં જ. ન ફૂટે ત્યાં સુધી જ સોહામણા. રાજા જાત જ એવી. સ્વાર્થ આવ્યો અને એટ ભરાયા એટલે વટની વાત ઊભી

જ્યારે મજૂરોએ વિગતવાર હકીકત સમજાવી કે, 'એવડો મોટો લીંબડો રાતભરમાં પડી શકે જ નહિ અને પડે તો જમીનમાં ખાડો હોય, ખાડો પૂરવામા આવે તો કાચી જમીન દેખાય, પણ આંગણામાં આવું એક પણ ચિહ્ન નથી. બાવા, આ તો જાતે આવી જોવા જેવું કૌતુક છે.'

ઠાકોર હજૂરિયાઓ સાથે ઉપાશ્રયમાં આવ્યા. આંગણામાં ધ્યાનપૂર્વક જોયું. એક પણ ચિહ્ન લીંબડો કાપ્યાનુ ન હતુ. તેમ વરસો થયાં ઊભેલો લીંબડો પણ ન હતો. ઠાકોરનાં ગાત્રો ઢીલાં થયાં. તેમને પોતાની જીદ પર પસ્તાવો થયો. સામેની પાટ પર તદ્દન શાંત ભાવે બેઠેલા જસાજી પુજને જોતાં ઠાકોરનું હૈયું શરમથી નમવા લાગ્યું. તેઓ તેમની પાસે ગયા અને પગમાં નમી બોલ્યા:

'યતિરાજ! મેં આપની સામે ઉદ્ધતાઈ કરી, ઉપાશ્રયની મર્યાદા સાચવી નહીં. મને ક્ષમા કરો! હલકા પાસવાનોની સલાહથી નેવાનાં નીર મોભે ચડાવવાનો પ્રયાસ કર્યો. દેવ જેવા સિદ્ધરાજને દુભાવ્યા.'

'ઠાકોર, આમાં દુભાવવાની વાત કયાં છે? લીંબડો હતો જ નહીં. તમોને ખોટા ભરમાવ્યા હતા.'

જસાજી પુજ મંદ સ્મિત સાથે બોલ્યા:

'એ હું જાણું છું. હજારવાર જોનાર આ આંખો જૂઠી નથી. આખાય લીંબડાને ઉડાવી દેનાર આપની સિદ્ધિને ધન્ય છે. આ પ્રસંગ મોરબીના કિલ્લાનો એક પણ પથ્થર રહેશે ત્યાં સુધી જનતાના હૃદયમાં રહેવાનો છે. તમારી શક્તિ અપાર છે. સિદ્ધિઓનો વેગ અપ્રતિહત છે. આવાં નરરત્નો મારા રાજ્યમાં પડ્યાં છે તેનો લાભ લેવાને બદલે મેં આપને દુભવ્યા. આજ મારી કરણીના કારણે શરમથી મારું માથું નમી પડે છે. ભગવન્! ફરી હું કે મારો કોઈ વંશજ આવો પ્રમાદ નહીં કરીએ. મને ક્ષમા કરી આપણા સહુનાં પણ હૃદયોને ઊંચા કરાવનાર લીંબડાને પૂર્વવત્ તેને સ્થાને પ્રગટાવો.' ઠાકોરે નમ્રતા ભરેલ સ્વરે પ્રાર્થના કરી.

'નિમુ!' મહારાજે પોતાના શિષ્યને કહ્યું, 'જા બાપ, સૂંડલા નીચે ઢંકાયેલા નીમ વૃક્ષને બહાર કાઢ. ભલે મોરબીના ઠાકોર જોતા જાય અને જોઈએ તો કાપતા જાય.'

નિમચંદજી આંગણામાં આવ્યા અને સૂંડલો ઉપાડતાં સહુની અજાયબી વચ્ચે લીંબડો હતો તેવો જોવામાં આવ્યો. તેની મીઠી છાંયડી પર સૂર્યનાં સોનેરી કિરણો પડતાં જમીન પર નવી ભાત ઊપસી આવી.

ઠાકોર છત્રાજી સિદ્ધરાજ જસાજી પુજના ચરણમાં નમી બોલ્યા, 'મહારાજ સાહેબ, મને ઉપદેશના બે શબ્દો કહેશો ?'

'ઠાકોર! રાજાનાં હૈયાં તેલ ચોપડેલા કાગળ જેવાં હોય છે, તેના પર ઉપદેશના અક્ષરો પાડવા વ્યર્થ છે. પૌરાણિક કાળનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, રાજાના અપરાધે પ્રજા રિબાઈ રિબાઈ ને મરી મટી. આજે તમારો રાજ્યકાળ આવો જ છે. તમારી 'ગર્વિષ્ઠતાથી પ્રજાના ભાગ્યમાંથી સુખ નાશ પામ્યું છે; છતાં તમો જ્યારે સામેથી ઉપદેશની યાચના કરો છો ત્યારે મારે કહેવું જોઈએ.

'ઠાકોર! થોડા સમય પછી કોઈ ગોરો આપણા મોરબીના સીમાડે આવશે અને સંધિનાં કહેણ મોકલાવશે. તેને સ્વીકારી તેની આધીનતા સ્વીકારજો. એ નવાયુગનો પ્રતિનિધિ હશે. આટકોટના કાઠીના વિજયના ગર્વમાં કે માળિયાના ભારૂતી માણસોને લઈ મેળવેલી ફતેહમાં જરાયે ફુલાયા વિના તે કહે તેમ કરી આપજો. તેમાં તમારું, તમારા વંશજોનું અને પ્રજાનું હિત છે. આજે સૌરાષ્ટ્રનો એક પણ રાજા સ્વતંત્ર રહેવા લાયક નથી.'

'આપના શબ્દો મારા હૃદયમાં કોતરી રાખીશ. સમય આવતાં તેમનું સર્વોપરિત્વ સ્વીકારીશ. બીજું કાંઈ કહેવું છે?' ઠાકોરે કહ્યું.

'કહેવા જેવું હમેશાં હોય છે જ, પણ કહેવાય નહીં. એ તો સમય જ બધી વાતો કહે છે અને પુરવાર કરી ફળ આપે છે;

છતાં એક વાત કહીશ કે, અનેકને દુભાવવાનું કોઈ કામ હવે પછી કરશો નહીં. પધારો હવે, આપને રજા છે.'

ઠાકોર પોતાના નાના રસાલા સાથે દરબારમાં ગયા. મજૂરો–સુથારોએ શહેરમાં પુજના પરાક્રમની ગાથા અનેક સ્થળે વર્ણવી બતાવી. મહાજન અને નગરશેઠના આનંદનો પાર ન રહ્યો. સહુએ આવી શ્રીપુજના પાદમાં વંદના કરી.

'શ્રાવકો! શાસનદેવને નમસ્કાર કરો. આ બધો તેમનો પ્રભાવ છે. આજના પ્રસંગથી સમજી જશો કે શાસનના સેવકો કેવા જોઈએ? તમો અધીરા બન્યા અને તમારા સગા હાથે શાસનદેવના સંસારમાં આગ ચાંપવા તૈયાર થયા. શાસનદેવ ભાવી ભાખી ગયા છે કે:

'એકવીસ હજાર વર્ષ સુધી મારું સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા-રૂપ તીર્થ અવિચ્છિન્ન રહેશે. (ભગવતી સૂત્ર) જ્યારે ભાવિ આમ ભખાયું છે ત્યારે નકામા ઉધામા શા કરવા? જૈનશાસન સદાસર્વદા જયવંતું જ છે. આપણા શાસનદેવ શીખવી ગયા છે કે:

. 'जीवन्तु मे शत्रुगणा; सदैव। અમારા શત્રુગણો પણ સદાય જીવો.'

મોરબીનું મહાજન શ્રીપાદનાં ગુણગાન ગાતું વીખરાયું.

*

આજે શ્રી જસા પુજ કે ઠાકોર હયાતી અવનિ પર નથી, જેના પર સિદ્ધિ અજમાવવામાં આવી હતી તે નિમ્બવૃક્ષ પણ નથી; પરંતુ ઉપાશ્રય છે, સિદ્ધરાજ જસા પુજની યશોગાથા છે, મોરબીના નાગરિકોમાં આજે પણ અનેક વૃદ્ધો આ વાત જોનાર પાસેથી સાંભળી સ્મૃતિમાં સાચવી રહેલા છે. આ લેખકના દાદાજી શ્રી જસા પુજની સેવામાં દશ વર્ષ રહ્યા હતા. તેમનું અવસાન થયું ત્યારે લેખકની વય ૧૬ વર્ષની હતી. જસા પુજ વિ. સં. ૧૯૦૮ સુધી હતા. નિમ-ચંદજી તો ૧૯૪૦ સુધી હયાત હતા.

# ૮ : સિદ્ધ જઈતા ભગત

'આવો બાપ, આવો! ચેલા ખાચર, આજ કેમ કંઈ ઓચિંતું જ પાળિયાદ તરફ તમારું આવવું થયું? કાંઈ મારગ ભૂલ્યા તો નથી ને?' વિસામણ ભગતે જસદણ દરબાર ચેલા ખાચરને જગ્યામાં આવતા જોઈ કહ્યું.

'ના રે ભગતજી, કાંઈ મારગ ભુલાયો નથી. પાળિયાદ તો આપા વિસામણના પ્રતાપે કાઠીની નાતનું તીર્થ બની ગયું છે. જ્યાં ચારે ધામ ફરનાર સંતોની ચરણરજ પડતી હોય ત્યાં આવવું જ જોઈએ. ભક્તરાજ! તમે તો કાઠી કોમને ઊજળી કરી છે. ભાલાય ફેરવ્યા અને ભક્તિયે કરી જાણી. ભાલે વીંધતલ આજે ભાવે વીંધે છે. પાળિયાદ પાસે ચેલો ખાચર શું?'

''ઈ તો તમારો ભાવ બોલાવે છે દરબાર, બાકી તમે બાપ, વાજસુર ખાચરનું ઘર છો. નાનીસૂની વાત નથી.'

ચેલા ખાચર માટે આસન નાખવામાં આવ્યાં. તેના પર બન્ને આવી બેઠા. જગ્યાના ટેલવા અને દરબાર ચેલા ખાચરના નોકરો દૂર ઊભા રહી જોવા લાગ્યા.

'બાપ ચેલા ખાચર, ઠાકરના પાળે આવવાનું કારણ બોલો. જસદણ દરબાર અમસ્થા આવે નહીં.' મરકતે મોઢે વિસામણ ભગતે મીઠી ભાષામાં પૂછ્યું.

'આપને દરશને, બીજું શું હોય? મનમાં થયું કે, હાલ જીવ, આજ તો પાળિયાદના ઠાકરનાં દર્શન કરી આવું.' ચેલા ખાચરે તેટલી જ મીઠાશથી જવાબ વાળ્યો.

'ચેલા ખાચર, ભગત ભલે વિસામણ કાઠી છે. કાઠી દરબાર કામ વિના ઘર બહાર પગ મૂકે જ નહીં. આપણે કાઠી જે દી ઠાકર દારે આવી લગની લગાડશું તે દી આભમાં સૂરજદાદા રથમાં સમાશે નહીં. પોતાના ભક્ત પરિવારને જોતાં એમને હરખની ઘેલછા ઊપડશે.'

'આપા વિસામણ, તમે તો સિદ્ધ પુરુષ છો. તમારે વેણે લેખમાં મેખ મરાય છે. આજકાલ મરાઠાની રાશ્મમાં સોરઠ બેબાકળો થતો જાય છે. જસદણનો વારો આવ્યો છે. આ ધનલોભી ભૂખ્યા નારોની નજર મારા નાનકડા તાલુકા પર પડી છે. કોઈ ઉકેલ આવતો નથી. થાકીને આપા વિસામણના ઠાકરને શરણે આવવું પડ્યું.' દરબારે પેટછૂટી વાત કરી નાખી.

'એ તો મેં પ્રથમથી જ જાણ્યું હતું, દરબાર! કોઈ માનવી પેટપીડ ઊપજ્યા વિના કાળીછરી ફાકતું નથી. વિસામણના ઠાકરને થાક્યા પછી સૌ સંભારે છે. ચેલા ખાચર! આમાં ઠાકરની પાળે આવવા જેવું શું છે? મરાઠાને થતાં નાણાં દઈ દેવાં એટલે મેલીકાર લઈ ઊપડી જાશે. અને ઈ વાત ગળે ઊતરતી ન હોય તો ખાંડાના ખેલ ખેલી લેવા. ભલે જુવાનો ફાગણનાં ફૂલડાં ઝીલી મેદાનની રમતું રમી લે.'

'આપા, એમ થાય તેમ હોત તો ચેલો ખાચર પાળિયાદ આવત નઈ. ખાંડાની રમતે પુગાય તેમ નથી. હિંગોળગઢ લાંબી ટકર ઝીલે તેમ નથી. મરાઠાઓને નાણાંની ધરપત નથી. કેટલાં નાણાં લેવાં એનો એને કાંઈ નીમ નથી. આજ સુધી ભૂખાળવા જ્યાગ્ર-સામજીને કોઈ ધરાવી શક્યું નથી. મારો તાલુકો હજુ હમણાં જ ઊગી બે પાંદડે થાય છે. ઠાકર અને ઠાકરના ચાકર પીર વિસામણની ઓથ વિના કોઈ માર્ગ નથી. તમો અવતારી પુરુષ છો. આપને સિદ્ધિઓ વરેલી છે. વેણે વેણે જે વ્યાધિઓ મટાડે છે તે આજ જસદણને નહીં ઉગારે?'

વિસામણ ભગત થોડી વાર મૌન રહી ગંભીર ભાવે બોલ્યા: 'ખાચર, સિદ્ધ પુરુષ તમારા ગામમાં જ છે. અહીં સુધી આવવાની જરૂર નહોતી. પીરોનો પીર, જન્મનો અવતારી સિદ્ધ જઈ તો તમારા ગામથી દક્ષિણાદા માર્ગે મઢૂલી બાંધી અન્નના ખાનારને તૃપ્ત કરતો બેઠો છે. એને મળો. ઈ ધારે તે કરે તેમ છે.'

'આપા, આ નામ પહેલી વાર કાન પર આવે છે. આવો સિદ્ધ જસદણમાં હોય અને હું જાણું નહીં ? ભાઈ, ઈ તો ભારે નવાઈની વાત કે'વાય.'

'દરબાર! ઉંબરા મૂકી બધાય માનવો ડુંગરાં પૂજે છે. પારકી મેડીનાં પગથિયાં ગણાય, ઘરની ઓસરીનાં કોઈ ગણતું નથી. ઘરના પીર દેખાતા નથી. આજ ઓલિયા જર્ઇતાનાં ગીત લોકો ગળાફાટ ગાય છે, તમે નથી સાંભળ્યાં ?

**નાગધર નીપજ્યો જર્ઇતો સિદ્ધ જ કે,**
**વા'લા વિસારીશ નઈ સગપણ સરા લગે.'**

'ભક્તરાજ! જર્ઇતાં ભગત મૂળ ક્યાંના વતની!' ચેલા ખાચરે નવાઈ પામતાં પૂછ્યું.

'ભાડલાના નાગ ખાચરના દીકરા. જનમના જોગી. પૂર્વભવમાં સિદ્ધિઓ મેળવીને જ આપા નાગના ઘેર પીંગળે પોઢેલ છે. આ ભવ કમાણી કરવી પડી નથી. પાંચાળના પડમાં આવો સિદ્ધ હાલ બીજો નથી. ખાચર, ત્યાં જાઓ અને તેને ખોળે માથું નમાવો. ઈ જોગીરાજ ધાર્યું કરશે. આવા ચીંથરે વીંટ્યાં રતન પાંચાળમાં અનેક પડ્યાં છે. જોનારને જડે, એવી વાત છે.'

થોડી વાતચીત થયા બાદ સહુ ભોજન કરવા ઊઠ્યા. ચેલા ખાચર જમી પરબારા ઘોડી પર ચડી ગયા. આપા વિસામણ ભગતે રોકાવા ખેંચ કરી પણ 'અત્યારે વખત નથી' કહી જસદણ તરફ શુદ્ધ કાઠિયાવાડી ઓલાદની ગરુડના ઈંડા જેવી ઘોડીઓ મારી મૂકી. કોઈ પાકા અનુભવી વાણિયાના હાથથી ઘડાયેલી લેખણો જેવી કાન-સુરિયો રગાવતી ઘોડીઓ બેસનારનાં મન પારખી હવા સાથે બાથ લેતી જમીન પર ડાબલા અડ્યા ન અડ્યા એમ પંથ કાપવા લાગી.

*

હિંગોળગઢ ફરતું મરાઠાંનું સૈન્ય ઝેરીલા નાગદેવની જેમ વીંટ-ળાઈ વળેલ તે રાતોરાત ઊપડી ભાવનગર તરફ રવાના થઈ ગયું. ભોંયરા-

ના જૂના કિલાનાં ખંડિયેરોમાં ઘોડાની લાદના ઢગલે ઢગલા પડ્યા હતા. અર્ધઝગતાં તાપણાં અને બીમાર જાનવરો સિવાય બાકીની છાવણી ઊપડી ગઈ હતી.

ગઢના રહીશો જસદણના અમલદારો સાથે વાતો કરતા હતા કે, દરબાર ચેલા ખાચર પાળિયાદ જઈ આવ્યા પછી, જઈતા ભગત પાસે ગયા અને મરાઠાના જુલમની વાત કરી. જઈતા ભગતે કહ્યું : 'દરબાર, મરાઠાનો દિવસ હવે આથમવા આવ્યો છે. હિંદુપત થાપનાર શિવાજી મહારાજના પુણ્ય હતાં ત્યાં સુધી રાજના સીમાડા વધારી લીધા. નિર્દોષોને પીડના પાપીઓ હવે અહીંથી ગયા. તમે સુખેથી જસદણના દરબારમાં સૂઈ રહો. હિંગોળગઢની કાંકરી ખેરવવાની હિંમત મરાઠા લશ્કરના આગેવાન જ્યાજી સામજીમાં નથી. કાલે આખીયે છાવણી પંથે પડી ગઈ હોય તો જાણજો કે, આ જઈતો સિદ્ધ બોલ્યો'તો.'

દરબાર દરબારગઢમાં ગયા. સવાર થતાં સમાચાર આવ્યા કે, રાતોરાત છાવણી ઊપડી ગઈ. દરબાર ચેલા ખાચર રાજી થયા.

'પણ છાવણી ઊપડી કેમ ? કાંઈ બાતમી મળી છે ?' વાત સાંભળનારે પૂછ્યું.

'કાનને દોષ છે. કહેવાય છે કે, મરાઠી લશ્કરે રાનમાં હિંગોળગઢ પર હજાર દીવા જોયા. ઘોડેસવારોને પોતાના તરફ આવતા અને છાવણીને ઘેરી લેતા જોયા. મરફો વગાડી આરબો–મકરાણીઓને લશ્કરના મારગો રૂંધતા જોયા. અમરેલીના સૂબાએ ભાગવામાં સલામતી જોઈ અને રાતોરાત ઊપડી ગયો. આ બધી જઈતા પીરની કરામત હતી.'

આ વાત ચાલતી હતી ત્યાં બીજા માણસે આવીને સમાચાર આપ્યા કે, જઈતા ભગત જીવતા સમાધિમાં બેસે છે. દરશન કરવાં હોય તો ચાલો. જનમેદની બધી ઊમટી ઊમટી જસદણના પાદરે જાય છે.

ગઢમાંથી પચાસેક જુવાનો ઊપડ્યા, ખભે ડાંગો ભરાવી જઈતા ભગતનાં દરશન થાય તો સારં એમ કહેતા લાંબી લાંબી ડાફો ભરતા જસદણના પંથે પડ્યા.

સૂર્યનારાયણ ઊગી દશેક હાથ ચડ્યા હતા. જઈતા પીરની સમાધિ ચણાઈ ને તૈયાર થઈ ગઈ. લોકોની ભીડ વધતી હતી. ભજન ગાનાર મંડળીઓમાં રામદેવ પીરની સાવળો ગવાતી હતી. ઘી, પંચાંગ અને લોબાનના ધૂપે હવા મેં'કતી હતી. ઠેર ઠેર ગૂગળના કટોરા સળગતા હતા. સમાધિની માટી પર જઈતા પીર આંખો બંધ કરી બેઠા હતા. તેમની સામે બે જડસ જેવી ઘીની જ્યોતો સળગતી હતી. આગળ કોડિયામાં ગૂગળ અને ધૂપના ગોટેગોટા ઊડતા હતા અને માનવમે'રામણ પર છવાતા હતા. લોકો વારે વારે જઈતા પીરના નામની જય બોલાવતા હતા. જઈતા ભગત હિમાચળ જેવી શાંતિથી બેઠા હતા. તેમના હાથમાં ધીરે ધીરે માળા ફરી રહી હતી. શરીર પર સફેદ ખલકો, માથા પર ટોપી અને ડાબી બાજુના શરીરનો ભાગ બગલમાં દબાવેલ આશા પર ટેકાવેલ હતો. જોનારની આંખ આ જોગંદરના દુર્ધર્શ દેહને જોતાં ઠરી જતી. મન તેના ચરણમાં આપોઆપ ઢળી પડતું. મનના ધક્કે દેહ નમતો. આમ આવનાર દરેક માટે બનતું.

ઘોડી વારે લોકોમાંથી અવાજ આવ્યો કે, દરબાર ચેલા ખાચર આવે છે. જસદણનો ધણી પીરની વિદાયવેળાનાં દર્શન કરવા આવે છે.

તેટલા જ જોરથી બીજો અવાજ આવ્યો કે, આવે જ ને! કેમ ન આવે? પીરે મરેડાઓને સિદ્ધિને જોરે તગડ્યા તે થઈ ગિયા શિહોર ભેગા. કોઈની નસંકારી પણ ફૂટ્યા વિના જસદણ તાલુકો રહી ગયો, એ પીર જઈનાનો જ પ્રતાપ હતો.

ખરેખર થોડી વારે દરબાર આવ્યા અને સિદ્ધ જઈતા ભગત પાસે આવી ઊભા રહ્યા.

દરબારને આવ્યા જાણી ભગતે આંખો ઉઘાડી માત્ર 'આવો ખાચર' આટલું કહી ફરી આંખો બંધ કરી.

સિદ્ધ જઈતા ભગતનો જન્મ ભાડલા ગામે નાગ ખાચરને ત્યાં થયો હતો. તેમનો જન્મસમય આજે સાંપડતો નથી; પરંતુ તેમણે જસદણમાં સંવત ૧૮૦૬માં સમાધિ લીધી એવો લેખ મળે છે.

આ ઉપરથી અનુમાન થાય છે કે, સંવત ૧૮૦૦ની આજુબાજુમાં તેમનો જન્મ થયો હોવો જોઈએ.

જઈતા ખાચર જન્મના જોગી હતા ગીતામાં કહ્યુ છે તેમ, शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते । જઈતા ભગત ગત અવતારે સિદ્ધિઓ મેળવીને જ આ જન્મે આવ્યા હતા. ભગવાન પતંજલિ કહે છે કે, जन्मौषधिमन्त्रतपसमाधिजा सिद्धय । જન્મથી, ઔષધિથી, મંત્ર, તપ અને સમાધિથી સિદ્ધિઓ સાપડે છે. જઈતા ખાચર જન્મથી સિદ્ધ હતા સાથે ભક્તિનો સુમેળ સધાતા સોનુ અને સુગંધ સાથે આવી મળ્યા.

માતા-પિતાએ તેમને વ્યવહારમાં પડવા–સંસારી થવા દબાણ કર્યું, ત્યારે એ જન્મયોગીએ સાફ શબ્દોમા ઇન્કાર કર્યો. ધીમે ધીમે તેમના પ્રભાવની સુવાસ ફેલાતાં ભાડલા તીર્થસ્થાન બની ગયું.

નવાઈની વાત લોકોને એ લાગતી હતી કે, કોઈ પાસે જઈતા ખાચર માગતા નહીં, કોઈ દાન આપે તો લેતા નહીં; છતાં સાધુઓને દરરોજ પાકી રસોઈ ( મિષ્ટાન્ન ) જમાડતા. આ બધુ ખર્ચ કોણ ઉપાડે છે તે કોયડો અણ–ઉકેલ્યો રહેતો.

સમય જતાં ધીરે ધીરે લોકોમાં તેમની સિદ્ધિઓની ચર્ચા થવા લાગી.

સંવત ૧૮૬૯નું વરસ સૌરાષ્ટ્ર માટે ભયંકર વરસ હતુ. વરસાદના અભાવે લોકો અન્ન વિના મરવા લાગ્યા, ઘાસ વિના ગાયો મંકોડા ખાઈ જીવન ટકાવવા લાગી, અનેક માતા–પિતાએ છોકરા વેચ્યા, ભાઈઓએ બહેનો વેચી, સ્નેહીઓએ સ્નેહીઓને રઝળાવી પોતાના પેટનો ખાડો પૂરવા પરદેશનો ગહ લીવો.

ભાડલામાં આ વખતે એક ભાઈની પત્ની અન્નને અભાવે મરણ પામી. નાના છોકરાં રઝળી પડ્યા. આ ભાઈનું ઘર જઈતા ભગતની જગ્યા પાસે હોવાથી, શબને મૂકી તે ભગત પાસે ગયો ને

તેમના પગમાં પડી રડી પડ્યો અને પોતાનાં બાળકો મરી જશે એમ કહી ભગતને કરગરવા લાગ્યો. સિદ્ધ જઈતા ભગતને આ દુખિયાના દુઃખે દુઃખી કર્યા, તેમનું હૃદય વલોવાઈ ગયું. તેઓ એને ઘેર ગયા અને બાઈના મૃતદેહ પરનું કપડું દૂર કરી બોલ્યા, 'બેન, ઊઠ બાપુ, તારાં બાળુડાંને સાચવ. બેનડી, બહુ સૂઈ રહેવું એ સ્ત્રીનો ધર્મ નથી.'

બાઈ ખરેખર ઊંઘમાંથી જાગે તેમ જાગી ઊઠી. તેણે બચ્ચાંને ઉપાડી છાતી સાથે ચાંપી છાનાં રાખ્યાં. જતાં જતાં ઘરધણીને કહેતા ગયા કે, 'આ કોઠીમાં ઘણુ અનાજ ભર્યું છે, તું અને તારાં પાડોશીઓ ખાજો, ખૂટશે નહીં. જોજે, એકલપેટો થતો નહીં.'

નાર જિવાડવી અને જાર આપવી આ બે ચમત્કારો જોતાં ગામલોક ઘેલું બન્યું. આજુબાજુમાં વાતો ફેલાવા લાગી. જઈતા ભગતે વિચાર્યું કે લોકો ઊભરાઈ આવતાં પરમાર્થ કે ભજન એકે નહીં થાય. એથી ભાડલા મૂકી તેઓ ભ્રમણ કરવા નીકળી પડ્યા. છેવટે સારું વરસ આવતાં જસદણના દક્ષિણ ભાગમાં છેવાડે નાની ઝૂંપડી બનાવી પરમાર્થ કરવા લાગ્યા.

તેઓ એવી રહેણીથી રહેતા હતા કે, લોકો જરા પણ તેમના તરફ આકર્ષાય નહીં.

જસદણ દરબાર ચેલા ખાચર પાળિયાદ ગયા અને ત્યાંથી વિસામણ ભગતે જઈતાજીની. દરબારને સાચી ઓળખાણ આપી.' મરાઠી સૈન્ય તેમની સિદ્ધિના પ્રતાપે નાસી ગયું, જસદણ ઊગર્યું'. આ ઘટનાએ જઈતા ભગતને પીર બનાવી દીધા. લોકો તેમના તરફ આકર્ષાયા. ત્યાં જ લોકપ્રસિદ્ધિની આગ ગંભીર સ્વરૂપ પકડે તે પહેલાં જ ભગતે સમાધિ લેવાનો નિર્ણય કરી લીધો. સમાધિ ગળાવી અને બેસવા તૈયારી પણ થઈ ગેઈ; તેવામાં દરબાર ચેલા ખાચર આવી પહોંચ્યા.

'ભગત! ભારે ઉતાવળ કરી.' દરબાર બોલ્યા.

'નિમિત્તે આવવું અને નિમિત્તે જવું એ માલિકના ઘરનું

બંધારણ છે, દરબાર ! અન્નજળ ખૂટયા પછી એક પળ પણ વધારે રહેવાતું નથી.' ભગતે જવાબ વાળ્યો.

'આપ મહાપુરુષ છો. આપની ખોટ સોરઠમાં પુરાશે નહીં. જતાં જતાં કાંઈ આજ્ઞા કરતા જાઓ.' દરબારે હાથ જોડી નમ્રતા સાથે કહ્યું.

'બે વાત કહેતો જાઉં છું: એક તો એ કે, જુદા જુદા ધર્મ પાળતી, જુદા જુદા વાડા બાંધી રહેતી પ્રજા એક છે, પછી તે ગમે તે રીતે જીવનનિર્વાહ ચલાવતી હોય. દરેકની ભાષા જુદી હશે, પણ ભાવ જુદા નથી. સહુ મળી સોરઠને શોભાવજો. બીજું મારી સમાધિને ત્રીજે દિવસે પાળિયાદથી આપા વિસામણને બોલાવજો અને તેમને તીર્થભોજન પૂરું થાય ત્યાં સુધી રોકી સમાધિ પરની ધજા વડ પર ચડાવવા, વિસામણ ભગતના હાથમાં આપજો. આ કામ બીજાથી થશે નહીં.'

આમ કહી ભગતે આંખો ફરી બંધ કરી. ભજનો ગવાતાં હતાં, મંજીરાના મંજુલ અવાજે અને રામસાગરના તારના રણકાર સાથે જઈતા ભગતના કંઠનો રણકાર એકાત્મતા પામી ગયો. ભગતના પ્રાણ બ્રહ્માંડમાં વ્યાપી ગયા.

લોકોએ તેમના અચેન શરીરને સમાધિમાં બેસાડી માટીથી ખાડો પૂરી દીધો. નાહી, ધૂપ લઈ સહુ નમતા પહોરે વીખરાયાં.

•

આજે જઈતા ભગતની સમાધિને સોળમો દિવસ હતો. આજુબાજુમાંથી અનેક સંત-મહાત્માઓ અને હરિજનો એકઠાં થયાં હતાં. મંડળીઓમાં રામસાગર અને મંજીરાંની રમઝટ જામી પડી હતી. દરબાર ચેલા ખાચર સમી સાંજથી આવી ગયા હતા. દશેક વાગતાં સમાધિ સામે વિસામણ ભગત આવ્યા. ધૂપ વધુ પ્રમાણમાં કરવામાં આવ્યો.

'લાવો આપા, જઈતાની સમાધિ પર ધજા ચડાવીએ.' વિસામણ ભગતે આજ્ઞા કરી.

કામકાજ કરવા ગોઠવાયેલા આપાના ભક્તોએ બાવન ગજની ધજા લાવી સમાધિ સામે મૂકી. આપા એ ધજાને ધૂપ પર ફેરવી બોલ્યા : 'જઈતા પીર, બાપ, તમારી ધજા બીજો કોણ ચડાવે? તમે જ લઈ લેજો.'

આમ કહી ધજાને વડ તરફ અદ્ધર ફેંકતાં ધજા ઊડી અને આપોઆપ વડ પર ચડી ગઈ અને લહેરાવા લાગી.

આ પ્રસંગનો દુહો આજ પણ ભક્તમંડળમાં ગવાય છે કે,

**ઊંચે કોઈ આંબે નઈ પીર હુંદા પંજા,**
**ધમકમાં ધજા વડે ચડાવી ,પીહળા.**

વિસામણ ભગતે ધજા ચડાવી, ભજનો બંધ રખાવી પોતે સમાધિ સામે બેસી રામસાગર મંગાવ્યો. સેવકે રામસાગર ભગતના હાથમાં આપ્યો. વહાલસોયા દીકરાને બાપ ખોળામાં લે તેમ રામસાગરને ખોળે લઈ આપો વિસામણ સાવળ ગાવા લાગ્યા. માનવસાગર સાવળના સ્વરોમાં ડોલવા લાગ્યો. સાથે જઈતા ભગતની સમાધિ પર ચણેલા પથ્થરો ડોલવા લાગ્યા.

ભજન પૂરું થતાં દરબાર ચેલા ખાચરે પૂછ્યું : 'ભગત! આ તો ભારે નવાઈની વાત થઈ. સમાધિ સાવળના સ્વરમાં ડોલવા લાગી.'

'દરબાર ચેલા ખાચર! કશી નવાઈની વાત નથી. સિદ્ધપુરુષ કાળથી અજિત હોય છે. જઈતા ભગત સિદ્ધ છે. તેઓ સમાધિમાં બેસી સાંભળે એ તો સહજ વાત છે. જઈતો સિદ્ધ પીરનોય પીર છે.'

દરબાર ચેલા ખાચર સાથે તમામ જનના જઈતા ભગતની સમાધિને નમી. પછી આખી રાત ભજન થયાં. સવારે તમામ જનોને દરબાર ચેલા ખાચર તરફથી મીઠો પ્રસાદ જમાડવામાં આવ્યો. આ ઘટના સવંત ૧૮૭૬માં બની હતી.

*

આજે જસદણના દક્ષિણ વિભાગમાં જઈતા ભગતની સમાધિ

તરીકે ઓળખાતી જગ્યા છે. ત્યાં સાધુઓ રહે છે. નિયમિત પૂજા-સેવા થયા કરે છે. રાજ્ય તરફથી પૂજારીના નિર્વાહ માટે જમીન આપવામાં આવી છે.

દુઃખની વાત એ છે કે, આવા સિદ્ધોના જીવન પર વેધક પ્રકાશ પાડે એવી ઘટનાઓ યાદ ન રાખતાં ચમત્કારોની જ વાતો તેમના પૂજારીઓ યાદ રાખે છે અને પૂછનારને કહે છે.

## ૯ : સિદ્ધ કાનડગિરિજી

'માતા! આજે ગિરિએ મારા અપરાધ કરતાં ઘણી વધારે આકરી શિક્ષા મને કરી. મારી પીઠ પરોણાના મારથી દુખે છે.'

'હું જાણું છું મારા પેટ! કનૈયાની મૂર્તિ જેવો મારો કાનો ધોમ તડકામાં રખડીરઝળી ચચ્ચાર ગામની સીમ ખૂંદી રોળફોળ વેળાએ ઘેર આવ્યો, ત્યાં બરડામાં પરોણાની સટાસટ બોલી ગઈ. મારું કાળજું કપાઈ ગયું, પણ શું કરું? તારા બાપ કૈલાસમાં ગયા, ભાઈએ જાકારો દીધો, એટલે આવા ભૈરવના આશરે આવી રહેવું પડ્યું છે.'

'માડી, કોઈક વછડું દોરી આગળ નીકળી જાય અને બે મોં શેઢામાં નાખે, એવા ગુનામાં આમ ઢોરમાર ખમવો પડે? કાલથી હું વાછડવેલમાં જવાનો નથી. અતીતનો દીકરો છું, માગવામાં ખોટ નથી. માગી ખાઈશ–સાંજે પતંગો ચડાવી ભૈરવઝોળી ફેરવીશ; બાકી મારાથી માર તો નથી ખમાતો.'

'ન ખમાય તો થઈ જાઓ બેલા ભેળાં. મારી જગ્યા ખાલી કરો.' પછીગર બાવો ડેલીમાંથી ઊઠી ત્રાડ નાખી બોલ્યો.

'બાપુ! તમે આજ કાનડને મારવામાં ખામી રાખી નથી. ઢોરની જેમ ઢીબ્યો. બારતેર વરસનું છોકરું તમારા જેવા ભૈરવનો માર ખમે ખરું?' પાલવના છેડે આંસુ લૂછતી કાનડગિરિની માતા બોલી.

'તો પછી ગણુપતિદાદા કયાં કોઈને બાંધી રાખે છે? થઈ જાઓ સાબદાં. મારાથી ગામનાં લોકોની ફરિયાદો સંભળાતી નથી. લોકો વાછડાદીઠ મહિને કોરી અમથી નથી આપતાં.'

બોડકા ગામના પાદરમાં આવેલ ગણુપતિની જગ્યામાં ત્રણ માનવીઓ આ પ્રમાણે વાતો કરતાં હતાં.

- કાનડગિરિજીનો જન્મ નાઘેરના એક ગામમાં થયો હતો. તેમની સાતેક વર્ષની ઉંમર થતાં પિતા ઉત્તમગિરિ મરણ પામ્યા, એટલે નિરાધાર માતા બાળકને લઈ બેલા નામે ગામે પોતાનો ભાઈ રહેતો, ત્યાં રહેવાં આવ્યાં. એકાદ બે વર્ષો સાથે રહ્યાં.

ભાઈની સ્ત્રી કલહખોર હોવાથી ત્યાં વધુ વખત રહેવાય તેમ ન હોવાથી બોડકામાં પછીગિરિજી નામે પૂજારીની ઓથમાં ગણુપતિની જગ્યામાં રહેવા આવ્યાં.

કાનડગિરિજી સુંદર હતા. તેમનો દેહ હેમવર્ણો, આંખો મોટી તેજદાર, તેના છેડા છેક કાન સુધી લંબાયેલા હતા. પાંપણો કપાળને અડકતી, પહોળી છાતી, લાંબા હાથ અને ઢાલ જેવો વાંસો જોનારને મોહ ઉપજાવે તેવો હતો.

બોડકા આવ્યા ત્યારે કાનડગિરિની ઉંમર અગિયાર વર્ષની હતી. નાનું ગામ હોવાથી ભણવાનું સાધન ન હતું. પછી ગિરિની ચલમો ભરવા સિવાય જગ્યામાં બીજું કશું કામ ન હતું. ગામમાં આહીરોની વસતી હોવાથી કાનડગિરિને વાછડાંઓ ચારવાનું કામ મળ્યું. સવારે જમી, ભાતું લઈ સીમમાં જાય અને સાંજરે શંકરની આરતી વેળાએ ઘેર આવે. મહિને દશેક કોરી એટલે આજના અઢી રૂપિયાને આશરે મળે, તેમાં માતા–પુત્ર ગુજરો કરે.

એક ખેડૂતના ખેતરમાં વાછડાં પડવાથી તેણે પછીગિરિ પાસે ફરિયાદ કરી. કાનડગિરિ સાંજે ઘેર આવીને ઊભો રહ્યો એટલે પછી-ગિરિએ ગાંજાની ધૂનમાં ને ધૂનમાં તેને પરોણા વડે માર માર્યો.

આથી માતા–પુત્ર બન્નેનું ચિત્ત જગ્યા પરથી ઊઠી ગયું. માએ સવારે ઊઠી પથારીમાં જોયું તો તેમાં કાનડગિરિ ન હતો. માએ ચોતરફ તપાસ કરી. આહીરોના કાને વાત પહોંચાડી, ઘોડાં દોડાવ્યાં, છતાં પત્તો લાગ્યો નહીં. માતા રડી–કળકળી સાંજરે બોડકાના ગણપતિની જગ્યાના પૂજારી પછીગિરિની ઓથ મૂકી બેલાને પંથે રવાના થઈ.

*

'બચ્ચા, મેં તેરી છ માસકી સેવાસે ખુશ હુવા હું. તૂં કૌન હૈ, ઔર ઈતની છોટી ઉંમરમેં ઈધર કયોં આયા?' ગિરનારની ભીષણ પણ જોવી ગમે તેવી પર્વતમાળાના એકાંતભાગમાં ધૂણો જમાવી બેઠેલા મહાત્મા લક્કડભારતી બોલ્યા.

'મહારાજ! જાતે ગિરિ એટલે અતીત છું. બાપ કૈલાસમાં ગયા છે. વિધવા મા એક ક્રોધમૂર્તિ પછીગર નામે અતીતના આશ્રયે રહે છે. ક્રૂર પછીગરના મારથી થાકી હું આપને શરણે આવ્યો છું. ભોળાનાથે અતીત જાતિમાં જન્મ આપ્યો છે તો જન્મ સુધરે એવી આશાએ આપના ચરણો પાસે દીક્ષા લેવા આપની સેવા કરી રહ્યો છું. મેં વાછડાં ચારતા માલધારીઓ અને અમારી જગ્યામાં આવતા સેખ ભગવાનો પાસેથી સાંભળ્યું છે કે,

**पड़ा रहे दरबारमें धका धनीका खाय,**
**कोउ दिन लहर समुद्रकी दुःख दूर व्हे जाय.**

ધણીના દરબાર જેવો ભારતીબાવાનો દરબાર જાણી ધા નાખવા આવ્યો છું.'

'તેરા નામ?' ધ્યાનમાં નમેલી આંખો સહજ ઊંચી કરી મહાત્માજી બોલ્યા.

'કાનડગિરિ.' ટૂંકો જ જવાબ આપ્યો.

'બચ્ચા કાનડગિરિ! સિદ્ધિમેં કયા રહા હૈ! માનવના વેહી સચ્ચી સિદ્ધિ હૈ. સેવાધર્મ સબ સિદ્ધિકા મૂળ હૈ. જીસકો લોગ

સિદ્ધિ પુકારતે હૈ વો ના હૈ? કુછ નહી, સિર્ફ આ મશક્તિકા પ્રભાવ હૈ ઉસમે કુછ વિજ્ઞાન ભી હૈ ઐસી કિજીન બાતો? ચક્કરમે પડના તેરા કામ નહી હૈ તૂ સાધુ બના હૈ, સાધુ બન ઔર યોગકા અભ્યાસ કર મેરી રાયમે રાજયોગ શ્રેષ્ઠ હૈ, ફિર તેરી મૌજ હો તો હઠયોગ કી પ્રક્રિયા ભી જાન લે'

માનડગિરિ ગુરુચરણમા પડી બોલ્યા 'આજ ભાગ્યશાળી બન્યો આપની દયા એ જ મારે માટે પરમ સિદ્ધિ છે આપે આપનો વરદ હાથ મારા માથા પર મૂક્યો એનાથી જ મારી કુમતી બેવી તરી ગઈ'

ગુરુએ માનડગિરિના કપાળમા ભસ્મ લગાડી ગળામા રુદ્રાક્ષનો એકમુખો પારો બાધી પીઠ થાબડી કહ્યુ 'બેટા! સત ઔર સમાજકી સેવા કરના, મેરા તેરા ભૂલકર આત્મવત્ સર્વભૂતેષુ યહ ભાવ રખના કરુના મૈત્રી, મુદિતા યહ સબ સેવનીય હૈ યે ભાવ સિદ્ધિપ્રદ હૈ સમઝે!'

લક્કડભારતી બગાળાના વતની પરમ સિદ્ધ અદ્વૈતભારતીના શિષ્ય હતા તેમનુ દીક્ષાનુ નામ આનદભારતી રાખવામા આવ્યુ હતુ એક વાર તેઓ પોતાની જમાત સાથે ફરતા ફરતા ગયા ત્યા ઇસ્ટ ઇન્ડિયા કપનીનો દોરદમામ ત્યારે પૂરબહારમા હોવાથી હિદુ દેવ-દેવીઓ મદિરો તથા સત-સાધુઓનુ અપમાન કરવામા તેના પાદરીઓ અને રાજકર્મચારીઓ પોતાનુ ગૌરવ સમજતા હતા આવા સમયે આનદભારતીએ મેદાનમા પડાવ નાખ્યો બગાળાની નવાબી નહીવત્ હતી જ્યા ને ત્યા કપનીના નોકરો મનમાન્યા કારભાર કરતા હતા

જમાતના સાધુઓને ગામે ધૂણી માટે લાકડા મળ્યા નહી, સતો અકળાયા અને તેમણે ધૂણી માટે આનદભારતી પાસે ફરિયાદ કરી તેમણે ગમે ત્યાથી લાકડા લાવી ધૂણીઓ ચેતાવવા આજ્ઞા આપી

સતો ઊપડ્યા કપની સરકારના કોઈ કામ સારુ રાખેલા સામમા આગ લાકડા ઉપાડી લાવી બધો ધૂણીઓ ચેતાવી દીધી

શખ-નગાગથી મેદાન ગાજવા લાગ્યુ સવાર થતા આ ફરિયાદ લાગતાવળગતાને કાને પહોંચાડવામા આવી તેઓએ તે વખતના ગવર્નર જનરલને ઓફીસમા ખબર મોકલાવી કે, સાધુઓએ આપણા કિંમતી લાકડા રાત્ર ધૂણીમા બાળી નાખ્યા ગવર્નરનો ગુસ્સો હદ વટાવી ગયો વિજેતા અગ્રેજ અમલદારોને પરાજિત બગાળી પ્રજાના પૂજનીય ગણાતા સાધુઓને શિક્ષા કરવામા પોતાનુ ગૌરવ દેખાયુ હુકમ કર્યો કે, દરેક સાધુઓને ૫૦ ફટકાની શિક્ષા ‌આપવી અને તેના આગેવાન મહતને જીવતો બાળી મૂકવો કે ફરી આપણી હદમા આવા પ્રકારના કામ કરે નહિ

ભારતીજીને ગવર્નરના હુકમથી પકડવામા આવ્યા અને જીવતા બાળવાના ફરમાનથી વાકેફ કર્યા આ સાભળી ભારતીજી હસી પડ્યા અને બોલ્યા 'આપ લોગોને હમારે લિયે અચ્છા કિયા, કહીયે કિતને લકડે જલાને કે લિયે લાનેકા તુમારા લાટસાહબકા હુકમ હૈ? દેખો, દશ-બીસ મનસે ગુજારા નહિ હોગા જાઓ ઔર બગ લાટસે બોલો ખી પાદરી પૂરા હજાર મન લકડેમે જલને કે લિયે તૈયાર હૈ સો-દોસો મન હમારે લિયે મામૂલી બાત હૈ'

પોલીસ અધિકારી પણ અગ્રેજ હતો તેણે ગવર્નરને કોઠીમા ખબર આપ્યા આશ્ચર્ય સાથે ગવર્નર ખુદ જોવા આવ્યો બગાલ વિજેતા અગ્રેજે સામે હજાર મણ લાકડા ખડકવામા આવ્યા તેમા ભારતીય સિદ્ધ સત આસન વાળી બેસી ગયા સમી સાજે આગ મૂકવામા આવી જોતજોતામા હજાર મણ લાકડાઓમા આગ ફરી વળી લોકોએ માન્યુ કે, સાધુ બળી ગયો મધરાત પછી સહુસહુને બગલે ચાલ્યા ગયા કલકત્તાના વર્તમાનપત્રોમા સાધુને હજાર મણ કાષ્ટમા બાળ્યાના ખબર આવ્યા તેના પર અનેક ભલીભૂરી ટીકાઓ થવા લાગી

સાતમે દિવસે આગ પૂરી હોલવાઈ, ત્યા સુધી પોલીસનો મજબૂત જાપ્તો રાખવામા આવ્યો સાતમે દિવસે સૂર્યોદય થતા જ મહાત્મા સિદ્ધ ભારતીજી રાખમાથી બહાર આવ્યા તેમના કપડામા

અગ્નિનો ડાઘ પણ ન હતો. પહેરા પરના પોલીસોએ ગવર્નર જનરલને ખબર પહોંચાડ્યા. તે પોતાના મંડળ સાથે આવ્યો અને ભારતીજીની સિદ્ધિ પાસે શિર ઝુકાવી નમી પડ્યો. બીજે દિવસે જમાત સાથે ભારતીજી ત્યાંથી રવાના થયા. તે દિવસથી લોકો તેમને લક્કડભારતી એવા નામથી બોલાવવા લાગ્યા.

યાત્રામાં ઘૂમતા ઘૂમતા લક્કડભારતી ગિરનાર આવ્યા અને શેષ જીવન ત્યાં જ વિતાવવા રહી ગયા. તેમની પાસે સંખ્યાબંધ ગિરિ, પુરી, ભારતી, વન, પર્વત, અરણ્ય વગેરે સંજ્ઞાધારી સંતો રહેવા લાગ્યા. તેમણે કાનડગિરિ વિના બીજા કોઈને શિષ્ય કર્યા નહીં.

*

કાનડગિરિનું સગપણ તેના મામાએ મેરાણા નામે ગામે મધુવન નામે અતીતને ત્યાં તેમની વાલબાઈ નામે દીકરી સાથે કર્યું હતું. કાનડગિરિને ઘર મૂકી ગયાને છઠ્ઠું વર્ષ ચાલતું હતું, ત્યારે મધુવને આવી તેમના મામાને કહ્યું: 'મારી દીકરી વાલબાઈ ઉંમરલાયક થઈ છે, તમારા ભાણેજનો પત્તો નથી; માટે જો તમો મને આ સંબંધથી છૂટો કરો તો બીજે ઠેકાણે વિવાહ કરી શકું. ઉંમરલાયક દીકરીને વધુ વખત કુંવારી રાખી શકાય નહીં. મારે બે નાતીલાઓને બોલાવવા પડે, એમાં તમારી અને મારી શોભા નહીં.'

વેવાઈનું કહેવું ખરું હતું. કાનડગિરિના મામા જવાબ આપવા જતા હતા, ત્યાં કાનડગિરિની માતાએ આવી કહ્યું: 'વનબાવા! જૂનાગઢના વાવડ છે. થોડો સમય થોભી જાઓ. હું અને મારા ભાઈ ત્યાં જવાના છીએ. સાંભળવા પ્રમાણે એ લક્કડભારતીના અખાડામાં રહે છે.' વેવાઈએ વાત માની અને તે ગયો; કારણ કે વાલબાઈએ પિતાને પ્રથમથી જ જણાવ્યું હતું કે, એકની ચૂંદડી ઓઢી ફરી બીજી વાર બીજાની ઘાટડી વાલી ઓઢનાર નથી. જો તેઓ નહીં જડે તો આમ ને આમ કુંવારાં જીવન પૂરું કરીશ. હું અતીતની દીકરી છું, મારા પિતા

અને તેમનો પરિવાર ભગવાં વસ્ત્રો પહેરે છે. જગત તેમનાં સંતાનો પાસેથી આટલા ત્યાગની આશા જરૂર રાખે અને તે વધુ પડતી નથી.'

મધુવન સમજદાર ગૃહસ્થ હોવાથી પુત્રીની ભાવના પારખી તેને અનુકૂળ થવામાં પોતાના કુળની ઇજ્જત માની મનમાં પુત્રીની પ્રશંસા કરવા લાગ્યો; અને અહીંથી જે જવાબ મળ્યો તેમાં સંતોષ માની ઘેર ગયો.

બીજે દિવસે ભાઈ–બહેન જૂનાગઢને પંથે પડ્યાં. એકાદ અઠવાડિયું માર્ગમાં વિતાવી બન્ને ગિરનારની છાયામાં પહોંચ્યાં. રાત જૂનાગઢમાં કાળવા દરવાજે આવેલ એક મઠમાં વિતાવી વે'લી સવારે ગિરનાર તરફ રવાના થયાં.

ભાઈ–બહેન લક્કડભારતીના અખાડામાં પહોંચ્યાં ત્યારે અખાડાના તમામ સંતો નિત્યકર્મથી પરવારી વ્યાયામ કરતા હતા. શિવાલયમાંથી ઝાલરોના અવાજો, હરહર મહાદેવના મીઠા સ્વરો અને વિદ્યાર્થીઓના કંઠમાંથી 'જય શંકર પાર્વતીપતે' વગેરે સ્તોત્રો વહેતાં હતાં.'

આશ્રમ ગિરિરાજને વીંટાયેલી ટેકરીઓની ગાળીમાં રાખવામાં આવ્યો હતો. આશ્રમનાં તમામ ઝૂંપડાં વાંસથી મજબૂત બાંધેલાં હતાં. એક પણ પાકું મકાન ન હતું. સંતોના નિર્વાહ માટે ઝોળી ફરતી, બાકીનું તમામ ખર્ચ ભારતીજી પૂરું પાડતા. કોઈ પણ દાતાનું દાન સ્વીકારવામાં આવતું નહીં. આશ્રમમાં આવતાં માતાએ લાંબે સમયે પુત્રને જોયો. તેમની આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં. પુત્ર આવી માતાને ચરણે નમ્યો. માએ તેને ઉપાડી હૈયાસરસો ચાંપી પુત્રવિરહના અગ્નિને શાંત કર્યો.

વાછડાં ચારી માર ખાનાર કાનડગિરિ સંપૂર્ણ સિદ્ધ બની ગયો હતો. અષ્ટાંગયોગ ગઈ સાલ જ સિદ્ધ કરી એણે સાથે દશવીશ દિવસ સમાધિમાં બેસી રહેવા જેટલી યોગ્યતા એણે મેળવી હતી.

માતાએ હેતથી પુત્રના શરીર પર હાથ ફેરવ્યો. માંસલ ગોરો દેહ, માથા પર રાખથી ભૂરા થયેલા વાળ અને કંઠમાં રુદ્રાક્ષની

માળાઓ જોતા એને સંતોષ થયો દીકરો દેશમાં અમર નામ રાખશે એવી આશા માના હૃદયમાં પ્રથમ દર્શને જ જાગી

ભારતીજીને કાનડસ્વામીના માતા અને મામાના આવવાના ખબર મળતા તેમણે બન્નેને પોતાની પાસે બોલાવ્યા સામે બેસાડી ખબર–અંતર પૂછ્યા, તેવામાં દૂધ આવ્યું થોડા ફળો સાથે દૂધ પી બન્ને થાકથી મુક્ત થયા

'બાપુ! કાનડની હવે ઉંમરલાયક થયા હોવાથી તેના પિતા મધુવન લગ્ન માટે ઉતાવળ કરે છે આપ આજ્ઞા કરો તો અમો કાનડને તેના માટે જ આવ્યા છીએ ' વડીલોએ પોતાના આવવાનું કારણ કહી બતાવ્યું

ભારતીજીએ કાનડસ્વામીને પોતાની પાસે બોલાવી કહ્યું 'કાનડ! તારે કાલે માજી અને મામા સાથે ઘેર જવાનું છે તારા લગ્ન માટે તારા સ્વજનો ઉતાવળ કરે છે

'ગુરુદેવ, જ્યાં માનવતાના મૂલ્યાંકનો થતા નથી, આત્મજ્યોતિ જેના સહવાસે મંદ થાય છે, માયાના આવરણો સુદૃઢ થતા રહે છે તેવા સંસારમાં પ્રવેશવા મારી લેશ પણ ઇચ્છા નથી મામાએ ઘેર જવું અને માતાએ અહીંના પવિત્ર વાતાવરણમાં શ્રી ભગવાન સદાશિવની આરાધના કરી શેષ જીવન વિતાવવું હું જન્મે સાધુ છું મારે ત્યાગ કરવા જેવું કશું જ નથી અતીતનો બાળક સંસારી બની એક ઘર વસાવે એના કરતા વૈરાગ્યવાન રહી અનેક ઘરોમાં રહેનારના હૃદયો અજવાળે એ શું વધુ ઇચ્છનીય નથી?'

'અવશ્ય છે, કાનડ!' ગુરુ બોલ્યા, 'પરંતુ આજે ત્યાગના આદર્શની જગતને જરૂર નથી આજે ગૃહસ્થો સ્વધર્મ ભૂલ્યા છે સંત સેવાના માર્ગો ઉજ્જડ થયા છે અતિથિઓને દેવ માનવાનું સોરઠી પ્રજા ભૂલી ગઈ છે મારામારી ચોરી લૂંટ, ખૂનો અને ગાયો વાળવાનો ધંધો પૂરબહારમાં આજે ખેલાઈ રહ્યો છે તારા જેવા સિદ્ધોએ ગૃહસ્થાશ્રમી બની લોપ પામતા આદર્શની રક્ષા કરવાની છે સંસાર તું

ધારે છે તેવો વિષમ નથી. માયાના સ્વરૂપને જાણનાર માટે માયા બંધનકર્તા નથી. તું તો યોગીરાજ છે. તારા આદર્શ ગૃહસ્થાશ્રમથી અનેક પામરો મહાન બનશે. આજના સૂતેલા સોરઠને જગાડી ધર્મની ધજા ફરકાવ. હું મારી યોગસિદ્ધિથી જોઈ રહ્યો છું કે, વાલબાઈ પવિત્ર અને પતિપરાયણ બાઈ છે. તે પૂર્વની યોગભ્રષ્ટ સન્નારી છે. તેના સહવાસે તારો ગૃહસ્થાશ્રમધર્મ મહાન બનશે.'

'ગુરુદેવ! આપના પ્રથમ દર્શને જ દાસે सर्वसंगपरित्याग નો સંકલ્પ કર્યો છે, તેનું કેમ?'

'બેટા! सर्वसंगपरित्याग શબ્દ માત્ર જ છે. વ્યવહારમાં તેમ થવું શકય નથી; કારણ કે રાગજન્ય જગતમાં રાગાત્મક ભાવના એક યા બીજા સ્વરૂપે રહે છે જ. સંન્યાસ પણ ગૃહસ્થાશ્રમ જેવો જ એક આશ્રમ છે. કોઈ પણ આશ્રમ રાગથી પર નથી. ગૃહસ્થાશ્રમમાં કુટુંબ-પરિવાર પ્રત્યે રાગ હોય છે, ત્યારે સંન્યાસાશ્રમમાં શિષ્યો, સંપ્રદાય, સિદ્ધાંત, મઠ, મઠીઓ વગેરેનાં બંધનો રાગજન્ય હોય છે. કાકા–દાદાની જેમ અહીંયાં મંડલેશ્વર, મહામંડલેશ્વર, કોઠારી, ભંડારી, અધિકારી વગેરે બધું જ છે. ગૃહસ્થાશ્રમનો ત્યાગ તે સંન્યાસ છે, તો સંન્યાસનો ત્યાગ એ ગૃહસ્થાશ્રમ છે. કોઈ પણ ચતુર્થાશ્રમી सर्वसंग-परित्याग કરી શકે તેમ નથી; કારણ કે તેને કોઈ ને કોઈ સંગ હોય છે જ.'

'યોગ અને સિદ્ધિઓ પાછળ આટલો શ્રમ કર્યા પછી ફરી એના એ ચક્કરમાં પડવા હૃદય ડરે છે. એક્વારનો કડવો અનુભવ ડરાવે છે.' કાનડે વધુ વિનંતી કરી.

'કાન! તેં સાંભળ્યું તો હશે જ કે नायमात्मा बलहीनेन लभ्यः। નબળાને આત્મજ્ઞાન થતું નથી. એ જ રીતે ડરપોકને માટે સિદ્ધિઓ અસિદ્ધિ ઠરે છે, યોગ કુયોગ છે; માટે તારે અહીંથી જવું જ જોઈએ. કાલે પ્રાતઃકાળે શુભ અવસર છે. મારો આશીર્વાદ છે કે, તારા અને વાલબાઈનાં લગ્ને અનેકનાં મંગળ થશે. સોરઠનાં બૂડતાં તરશે, અધમો ઉત્તમ બનશે, તારી પાછળ દરરોજ બસો–પાંચસો સંતો ફરતા હશે.

તારું નિશાન અણનમ રહેશે.'

'ગુરુદેવ! આપનાં વચન સત્ય બનો. દાસ કાલે જ રવાના થશે. પણ એક વાત રહી જાય છે. તે એ કે, ક્યાં જઈ રહું? રહેવા સ્થાન ક્યાંય નથી. આપની આજ્ઞા થાય ત્યાં રહું.'

'બેટા,' ગુરુ ધેરા અવાજે બોલ્યા: 'જેમ વરસાદ માટે, નદીના પ્રવાહ માટે, દાતારોનાં દાન માટે, શૂરવીરોના સંગ્રામ માટે કે કવિજનોના કાવ્ય માટે નિયત સ્થાનો હોતાં નથી, તેમ, સાધુઓ માટે પણ છે. છતાં તું ગૃહસ્થાશ્રમી ગોસાંઈ બને છે, તારો આશ્રમ-ધર્મ પ્રજોત્પત્તિ માટે નથી, પણ સુકાતા સનાતન ધર્મવેલીના મૂળમાં જળ સીંચવાનો છે. તારું અને વાલબાઈનું આત્મિક અદ્વૈત નિરુપયોગી મનાતા ગોસાંઈસમાજ માટે લોકોમાં માન પેદા કરશે. તારે ગૃહસ્થાશ્રમ બાંધી જગતને બતાવવાનું છે કે, विषस्य विषमौषधम्–ઝેરનું નિવારણ ઝેર છે. કામજન્ય વિશ્વમાં તું કંદર્પવિજેતા બનજે. વાલબાઈ સાથેની તારી પ્રીતિ પાપમૂલ નથી. મારા કાન, કવિવર જયદેવ कलिकलुष शमनं हरमितम् કહે છે તેમ તારો યોગ વિશ્વકલ્યાણ માટે યોજી રહ્યો છું.'

બીજે દિવસે ગુરુ લક્કડભારતીની રજા લઈ કાનસ્વામી માતા અને મામા સાથે ઘેર આવ્યા. નાના ગામમાં ભાણાભાઈના આવવાના સમાચારથી આનંદ રેલાવા લાગ્યો. મોસાળનાં સંબંધીઓ મળવા આવ્યાં અને રૂપવાન નવયુવાન ભાણાને જોઈ જોઈ વારી જવા લાગ્યાં.

માએ બોડકાના ગણપતિદાદાની માનતા પૂરી કરવા ચોરાસીમાં તમામ સાધુ–વિપ્રોને જમાડ્યા. આજે જસોદાને કાન ફરી મળ્યો હતો.

કાનસ્વામી રૂપમાં ખરેખર કનૈયા જેવા જ હતા. વેવાઈને સમાચાર મોકલવામાં આવ્યા. લગ્ન લેવાયાં. લાડેકોડે કાનસ્વામી પૂર્વની અવતારી દિવ્યરૂપવાન વાલબાઈરૂપી સિદ્ધિને વર્યા–લગ્ન થયાં.

લગ્ન થયા પછી બેએક માસ પિયરમાં રહી વાલબાઈ સાસરે આવ્યાં. દરમ્યાન ભગવદ્ ઇચ્છાથી કાનસ્વામીનાં પુત્રપ્રેમી માતાજી સદ્ગત થયા. મામાએ ગોસાઈસમાજને તેડાવી જ્ઞાતિ–વ્યવહાર કર્યો. આ કામ પૂરું થતાં જ કાનસ્વામી મામાના ઘરને પ્રણામ કરી રવાના થયા.

બન્ને ઊગતી યુવાનીના સુંદર–સુદઢ દેહવાળાં; જોનારના ચિત્તને સહજમાં આકર્ષી લે તેવાં રૂપમણિ હતાં. તેઓ ગુરુઆજ્ઞા પ્રમાણે ગમે તે પ્રદેશમાં ફરતાં હતા.

તેઓ જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં તેમને આવકાર મળતો, સન્માન થતું. એકાદબે માસમાં કાનસ્વામીની પદયાત્રામાં સોએક સંતો–હરિભક્તો એકઠા થઈ ગયાં. દરરોજ રાત્રે ભજનો ગવાય. સવારે કથા ચાલે, સાંજના રાસમંડળો ગીત ગાય. સંતો હરિનામ સાથે-નાચે અને પ્રજાના હરિરસમાં રંગાયેલા હૈયાને નચાવે.

જ્યાં જ્યાં આ કાનસ્વામી અને વાલબાઈ જતાં ત્યાં ત્યાં મૂર્તિમાન આનંદ ખડો થતો. પ્રજાના આગેવાનો તેમને તેડવા દશ દશ દિવસ અગાઉ આવી પ્રાર્થના કરતા.

વાલબાઈ સ્ત્રીજગતને સોરઠી ખમીરની ગાથાઓ સાથે વ્યાવહારિક સુધારણાનો ઉપદેશ આપતાં.

તેમનું મંડળ કચ્છ, વાગડ ને ગુર્જરાત ગજવતું સોરઠ, નાઘેર અને છેક દીવ સુધીના પ્રદેશને ભક્તિરસ પાતું હતું.

આપો દાનો, આપો વિસામણ, સતાધારનો ગીગો ભગત, જલારામજી, ધરમશી ભગત, રાણીબાઈ, ભોજલરામ, વાલો ભગત આ સહુનાં દ્વારો સેવા માટે સદા ખુલ્લાં રહેતાં. અતિથિ–અભ્યાગત, ભૂખ્યા-દુખિયાના આ બધા ભાળવા હતા, ત્યારે ભાણમંડળ ને લાલમંડળ પણ લોકસમાજ માટે જંગમ પ્રયાગરાજ હતાં. તે જ રીતે કાનડ-ગિરિજીએ રણનો કિનારો ચેતાવ્યો. પ્રજા સંત–અભ્યાગતને આદર-ભાવથી સેવવા લાગી. બધા ભક્તોની સેવાનો આધાર સેવકોના દાનપ્રવાહ પર હતો, ત્યારે રાજકોટમાં રાણીબાઈ અને આ કાનડ-

સ્વામી આ બે જ મહાત્માઓ કોઈની પાસેથી કશું લેતાં નહીં અને સેવા સર્વથી વિશેષ કરતાં.

કાનસ્વામીના સાંભળવામાં આવ્યું કે, ઝીંઝુડા નામે ગામમાં મુસલમાનોના પીર રહે છે. ત્યાં ખૂબ જ પાપ થાય છે. પીરના પ્રભાવે કોઈથી કશું બોલાતું નથી. આથી ત્યાં મિયાણાઓ મત્સ્યનો મોટો વેપાર કરે છે. પીરના ચમત્કારે જામનગરનો જામ કે કોઈ અમલદારો તેમને રોકી શક્તા નથી.

પોતાની સાથેના સંતોને રજા આપી ચાર મહાત્માઓ અને વાલબાઈ સાથે કાનડગિરિ સોરઠના આ મહાપાપને નિવારવા ઝીંઝુડા આવ્યા. તળાવની પાળ પર ખુલ્લા મેદાનમાં વેપારીઓ માછલાંઓને સૂકવી કોથળા ભરતા હતા ત્યાં જ પડાવ નાખ્યો અને ભગવાનની પ્રતિમા પધરાવી શંખ અને ઝાલરો વગાડવા લાગ્યા.

ઝીંઝુડા સાગરના કાંઠા પરનું ગામ છે. ગામના માલિક પીર લોકો છે. આજ પણ તેમને જ તેની ઊપજ મળે છે. લોકો તેમને કોઠાવાળા પીર તરીકે ઓળખાવે છે.

ગામમાં ખબર પડ્યા કે, કાનડગિરિ પોતાની સ્ત્રી સાથે આપણા તળાવની પાળ પર ઊતર્યો છે અને તે ગામમાં ભૂતપરસ્તી ફેલાવવા આવ્યો છે. તેને જો શિક્ષા કરવામાં નહીં આવે તો આપણું પીરપણું ઝાંખું પડશે. પીર તરફથી ગામના બેચાર આગેવાનોને અહીંથી કાનડસ્વામીને જતા રહેવા સમજાવવા મોકલ્યા.

આગેવાનો તળાવ પર આવ્યા અને કાનસ્વામીને સમજાવતાં બોલ્યા : 'મહાત્માજી! આ પીરનું ગામ છે. પીરની શક્તિ અદ્‌ભુત છે. તમે હજુ જુવાન છો, સાથે સ્ત્રી છે. અમોને કહેવા મોકલ્યા છે કે, જતા રહો તો જવા દેવામાં આવશે, નહીંતર જાનની ખુવારી થશે. તમારા આ ચારે સાધુઓ અને સ્ત્રી પણ ગુમાવવાં પડશે.'

કાનસ્વામીએ હસીને કહ્યું : 'અમારે સાધુઓને જાનની કિંમત હોતી નથી. તમારા પીરને જઈને કહો કે, થાય તે કરે. અહીંયાં

કાનનો કાન ( કનૈયો ) બિરાજવાનો છે. આ પાપધામમાં ધર્મની ધજા ફરકવાની છે અને હરિહરના અવાજો થવાના છે. સ્ત્રીનો મોહ હોય તેવા માનવી પીરના ગામમા આવે જ નહીં.'

આવનાર ભાઈઓ કાનસ્વામીની દ્રઢતા જોઈ ઝાંખા પડી ગયા અને તેમના ચરણમાં નમી ગામમાં ગયા અને પીર પાસે જઈ સ્વામીનો ન જવાનો નિર્ણય જાહેર કર્યો.

સૂર્ય ઊગી દશેક હાથ ચડ્યો. ખેડૂતો પોતાના ખેતરમાં જવાનું બંધ કરી તળાવની પાળથી થોડે દૂર છુપાઈ જોવા લાગ્યા કે, પીર આ સાધુઓને શુ કરે છે? આ વખતે તળાવની પાળ કાનસ્વામીના સંતોના જયનાદો, શંખ, ઝાલર ને હરિહરના અવાજે ગાજવા લાગી. વાલબાઈએ જ્યોતિ પ્રગટાવી આપી અને કાનસ્વામી ખુલ્લા મેદાનમાં બિરાજતા ભગવાનની આરતી ઉતારવા લાગ્યા.

પીર દશ હથિયારબંધ માણસો સાથે પાળ પર આવ્યો અને ગર્જના કરી બોલ્યો: 'અય નાદાન બાવા! આ શો ઢોંગ મચાવે છે? બુતપરસ્તી કરનારની ખેર નથી કે અમારા ગામમાં રહી શકે. ચલ હટ, રવાના થઈ જા; નહિતર તમામને કાપી નાખવા પડશે.'

કાનસ્વામી સહજ હસી બોલ્યા: 'પીર! તમે ખૂબ જ ધર્માભિમાન રાખો છો આ જોઈ હું રાજી થાઉં છું; પરંતુ એક વાતનું દુઃખ લાગે છે કે, ગામના પાદરમાં આટલું મોટું પાપ ચલાવો છો. તમો અનેક મસીદોના પીર હોવા છતાં આવી બેપીર રીતે રહો છો તો તમોને ખુદાનો ડર નથી? પાકપરવર બધાંને જિવાડનાર છે. તમારા પાદરમાં માછલાંઓના ગંજના ગંજ કરાવી તેની ઊપજમાંથી ભાગ લો છો, આ તમારી કેવી પીરાઈ? મેકરણ દાદા કહી ગયા છે કે:

**પીર પીર કુરો કરે પીરુજી નાંય ખાણ,**
**પંચ ઇંદ્રીકો વશ કરો પીર થીદાં પાણ.**

પંચેન્દ્રિય જીતનાર પીર ગણાય છે. તમો ઇસ્લામને વગોવનાર હોવાથી પીર નામને લાયક નથી.'

આવા સાચા શબ્દો સાંભળવા પીર ટેવાયેલો ન હોવાથી તેનું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. તે પોતાના માણસો તરફ જોઈને બોલ્યો: 'શું જુઓ છો? આના દેવને ઉઠાવી તળાવમાં ફેંકી દો અને આ જોગીને કતલ કરો, એટલે બીજો કોઈ કાફીર આપણા ગામ તરફ જોવા હિંમત કરે નહીં.'

કાનસ્વામી બોલ્યા: 'પીર, જીવન-મરણની દોરી તમારા હાથમાં નથી. આ શંખને ઉઠાવી પાણીમાં ફેંકી આપો એટલે હું આ જ વખતે ગરદન ઝુકાવી ઊભો રહીશ. તમો ખુશીથી તેના પર તલવાર ચલાવજો.'

પીરે પોતાની સાથેના એક માણસને શંખ ઉઠાવી ફેંકી દેવા હુકમ કર્યો. આ ભાઈ નીચે નમી શંખ ઉપાડવા લાગ્યો. તેનાથી તે ઊપડ્યો નહિ. ખૂબ મહેનતને અંતે તે થાક્યો ત્યારે બીજો ઉઠાવવા આવ્યો. છેવટે ખુદ પીરે પણ મહેનત કરી. જ્યારે એક શેર વજનનો શંખ કોઈથી ન જ ઊપડ્યો ત્યારે તેઓ સમજ્યા કે, આ કોઈ ઓલિયો પુરુષ છે. વધુ સતાવવાથી કદાચ આપણે આપણા જાનની ખુવારી ખમવી પડશે. આમ માની તેઓ બધા રવાના થઈ ગયા.

દૂર ઊભા ઊભા પીર અને કાનસ્વામી વચ્ચે ચાલતા પ્રસંગને જોતા ખેડૂતો પાળ પર આવ્યા અને સ્વામીના ચરણોમાં નમી પડ્યા. બીજા હિંદુઓને સમાચાર મળતાં તેઓ ગામમાંથી ગાતા-બજાવતા આવ્યા અને સ્વામીના ભગવાનને પૂજી કૃતકૃત્ય થયા.

મધ્યાહ્ન થતાં માછીમાર લોકો પોતાને હમેશના સ્થાને આવ્યા અને કાનસ્વામીના પડાવને જોઈ નવાઈ પામ્યા કે પીરના ગામમાં હિંદુનો સાધુ ક્યાંથી?

'એ...ય મહારાજ, ભાગી જા; ભાગી જા; હમણાં અમારા લોધિયો આવી પહોંચશે. અહીં તો માછલાં સુકવાય છે. આ ઠાકરને લઈ અહીં ક્યાં બેઠો? ચલ ચલ ઊભો થા, નહિતર પાણીમાં ફેંકી દેવો પડશે.'

'ભાઈઓ ! થોડીવાર પહેલાં જ કતલ કરનાર આવ્યા હતા, હવે તમો પાણીમા ફેંકનાર આવ્યા. સારું, ફેંકી દો. અમારામાંના કોઈને જીવનનો મોહ નથી. પણ તમે માછલાંઓને અહીં લાવશો નહીં, કારણ કે આ ભૂમિમા હવેથી માછલાંઓને નવું જીવન મળવાનું છે; એટલે તમારી મહેનત નકામી જશે.'

આ મિયાણાનો હાસમ નામે એક આગેવાન હતો તે આગળ આવ્યો અને મરેલાં માછલાંનો ભરેલો કોથળો ઠાકોરજી સામે જ ઠાલવ્યો. કાનસ્વામીની સિદ્ધિના પ્રતાપે તમામ માછલાં જીવતાં થઈ ગયા અને દોડીને તળાવમાં જતાં રહ્યાં.

હાસમ સમજી ગયો કે, આ બાવો કોઈ સાધારણ બાવો નથી. મરેલાં માછલાં કદી જીવતાં થાય નહીં અને ખારા પાણીની નીપજ મીઠા પાણીમાં જાય નહીં. હાસમ સ્વામીના પગમાં પડ્યો અને જીવન-ભર તેમનો શિષ્ય બની ગયો.

હાસમનો કોથળોભરેલ માછલાં સજીવ બની પાણીમાં જતાં જોઈ બાકીના માછીમારો પોતપોતાના કોથળા સાથે ગામમાં ચાલ્યા ગયા. કાનસ્વામીની ખ્યાતિ આખાય પ્રદેશમાં ફેલાઈ ગઈ.

ગામના અને બાજુના ગામના લોકોએ મળી પાળ પર ભગવાનનું મંદિર, ઓરડાઓ અને ધર્મશાળા બનાવી આપ્યાં. કાનસ્વામી આ રીતે ઝીંઝુડામાં પાપનો તાપ નિવારવા કાયમ માટે વસી ગયા. સવાર-સાંજ હરિહરના નાદો ગાજવા લાગ્યા. એક પણ માછીમાર તે તરફ ફરકવાનું પણ સાહસ કરી શકતો નહીં.

કાનસ્વામીની સિદ્ધિઓની ખબર વવાણિયામાં રામબાઈના જાણવામાં આવતાં તેમણે એ યુવાન સિદ્ધપતીને પોતાની પાસે બોલાવ્યાં.

. રામબાઈ મા વયોવૃદ્ધ આહીરાણી બાઈ હતાં. તેઓ એક સમર્થ સંતસેવિકા અને અનાથોનાં માતા હતાં. તેમની ધારણાશક્તિ અને મોરલીધર પરનો વિશ્વાસ અજોડ હતાં. તેઓ બાઈમાણસ અને આહીર જેવી અભણ જાતિમાં જન્મેલાં હોવા છતાં વવાણિયામાં સદાવ્રત

આપતાં. લોકો તેમને અન્નપૂર્ણાનો અવતાર માનતા.

કાનસ્વામી અને વાલબાઈ તેમના સ્થાને આવ્યાં. દરવાજા સુધી સામે જઈ રામબાઈ માએ તેમનો સાધુશાહી રીતે સત્કાર કર્યો. ચરણામૃત અને ભગવત્પ્રસાદ આપ્યા બાદ ચર્ચા નીકળતાં તેમણે કહ્યું: 'કાનસ્વામી ! આપ લક્કડભારતી જેવા સિદ્ધ પુરુષના સિદ્ધ શિષ્ય છો. તમારા ત્રીંગુડાના પ્રભાવની વાતો સંતો કરી રહ્યા છે. સાધુસેવા-માટે નવો માળો બંધાય એ આજના યુગમાં ખૂબ જ જરૂરનું છે; પરંતુ બાપ ! સિદ્ધિના તાપ સોરઠ સહન કરશે નહીં. આ કામ બીજા સંતો ભલે કરતા ફરે. આપણા ભગવાન સમર્થ છે. સેવા કરનારમાં સેવાભાવ જોઈએ. વાલી, તું ડાહી છે. સંતો આપણું સર્વસ્વ છે. તેના માટે જીવવું અને મરવું એ આપણાં સેવકોનાં જીવનવ્રત છે. કાનને સમજાવજે કે ફરી સિદ્ધિના રવાડે ચડે નહીં.'

'તમારાં વચન સત્ય છે, મા !' કાનસ્વામીએ કહ્યું, 'ગુરુ લક્કડભારતીનો પણ આવો જ આદેશ છે. માતા, આ બીજાને સમાધિ ચડાવવાની વાતો કરનારાઓ પર હસવું આવે છે, તેમને સમજાવવાની ઇચ્છા રહી જાય છે કે, સિદ્ધિઓવાળા તો સાગરપેટા હોવા જોઈએ.'

'કાન મહારાજ, તમારે ક્યાં ભગવાનના અવતાર થવાનું છે ? માનશૂન્યાં માનવીઓનાં આ તો બધાં વલખાં છે બાપ ! જેઓ પોતાને અવતારી પુરુષો ગણાવે છે તેઓ પ્રજાના સેવકો નથી પણ ઠગો છે.'

કાનસ્વામી એકાદ સપ્તાહ વવાણિયામાં રહી વૃદ્ધ અન્નપૂર્ણા રામબાઈની મીઠી સલાહનું ભાથું મેળવી ત્રીંગુડા આવ્યા.

*

જોડિયા ગામના સેવકો બોલાવવા આવતાં કાનસ્વામી પોતાના સંતો સાથે જોડિયા ગયા. ઉતારા થયા. દિવસે કથા-વાર્તા અને રાત્રે

ભજનની ધૂન જામવા લાગી. રસોઈ પર રસોઈનાં નિમંત્રણો મળવા લાગ્યાં. સંતોને સમાચાર મળતા ગયા તેમ તેમ જોડિયા આવતા ગયા. એકાદ અઠવાડિયામાં ૩૦૦ જેટલા સંતોનો મેળો જામી ગયો.

આજે નગરશેઠને ત્યાં રસોઈ હોવાથી સંતમંડળ ગાતું–બજાવતું તે તરફ જતું હતું. માર્ગમાં ભક્તરાજ ધરમસી ભગતની જગ્યા આવતાં સ્વામીજી દર્શનાર્થે તે જગ્યામાં ગયા. ત્યાં એક સંતને જોયા. નિત્યનિયમ પ્રમાણે સંતના ચરણમાં નમી તેમને જમવા પધારવા વિનવણી કરી ત્યારે સંત બોલ્યા :

'કાન, મૈંને સંકલ્પ કિયા હૈ કિ જબ તક યે ભગત અપની ઔરતકા હમે દાન નહીં કરેગા તબ તક મેરે લિયે ભોજન બંધ હૈ.'

સંતની બાજુમાં બેઠેલા બેચાર ગામલોકોએ વાત કરી કે, 'આ સંત આજે ૭ દિવસ થયાં ઉપવાસ પર છે. તેમણે ભક્તરાજ પાસે તેમની સ્ત્રીની યાચના કરી છે. ભક્ત તેમને પોતાની સ્ત્રી આપવા રાજી નથી; અને સાધુ સ્ત્રી ન મળે ત્યાં સુધી જમવું નહીં આવી હઠ લઈ બેઠા છે.'

આ સાંભળી કાનસ્વામી હસી પડ્યા અને બોલ્યા : 'મહારાજ ! આવી ક્ષુલ્લક વાત માટે હઠ કરવી એ સાધુતાને શરમાવવા જેવું છે. આપે પ્રભુપ્રાપ્તિ અર્થે ભેખ ધર્યો ત્યાં આવી વિટંબણા શા માટે ઊભી કરવા ધારો છો, પ્રભુ ?

કંચન અને કામિની ચોકી આડી આપની.

રામની રમતમાં એ જ ખૂટે. મહાત્મા મૂળદાસ સ્વામીનાં એ વચનો છે.'

સંતે કહ્યું : 'કાન ! મુઝે કોઈ સ્ત્રીકી ઇચ્છા થી નહીં, મગર મૈં આયા તબ ભક્તને કહા કી યહ સબ ભગવાનકી વિભૂતિ હૈ. તો મેંને કહા કી અરે ભાઈ ! ભગવાન કી વિભૂતિ હૈ વો બાત સચ હૈ, તો મુઝે યહ ઔરત દે દે, ક્યોં કી વો ભી તો ભગવાનકી વિભૂતિ હૈ. ભગવાન કી

વસ્તુ ભગવાનદાસ કી હોતી હી હૈ, લેકિન યહ ભક્ત ઇન્કાર કરતા હૈ.'

એટલામાં ભગત આવી ગયા. કાનસ્વામી ભગતને દૂર લઈ ગયા અને તેમને સમજાવી પછી સંત પાસે આવી પોતાની સ્ત્રી અર્પણ કરવાની કબૂલાત આપી. આથી મહાત્મા જમવા ગયા.

સાંજના ચાર વાગતાં જોડિયાનાં તમામ નાગરિકો કાનસ્વામીના ઉતારે એકઠાં થયાં. લોકોમાં તરેહતરેહની અટકળો થવા લાગી. કોઈ ભગતને ધન્યવાદ તો કોઈ ધિક્કાર આપવા લાગ્યા. કોઈ સંતને ઢોંગી તો કોઈ ભગવાન માનવા લાગ્યા.

થોડીવારે એક નવયુવાન સ્ત્રી સહુની,વચ્ચે આવી ઊભી રહી. કાનસ્વામી સંતની પાસે આવી બોલ્યા : 'ભગવન્, સ્વીકારો, ભગતજી પોતાની સ્ત્રી આપને અર્પણ કરે છે.'

સાધુ હસી બોલ્યા : 'પ્યારે કાન, મૈં ઇતના મૂર્ખ નહીં હૂં કી સત્યાસત્યકો ન પિછાનું. યે ઔરત ભગતકી નહીં, તેરી હૈ. અગર ભગત દેને ચાહતા તો ઇતના રોજ ઇન્કાર કર મુઝે ભૂખા મારતા નહીં. યહ તેરી વૈરાગ્યવૃત્તિકા ફલ હૈ. બાબા, મેરે લિયે વિશ્વભરકી ઔરતેં માતા હૈં. જબસે ગુરુશરણમેં આયા હું તબસે મેરા યહ અટલ સિદ્ધાંત હૈ. મુઝે પક્કા ભરોસા હૈ—

**'ત્યાગીકે આગે ઔર રાગીસે ભાગે.'**

વાત સાચી જ હતી. કાનસ્વામીએ ઊંટ પર સવારને મોકલી પોતાનાં યુવાન પત્ની વાલબાઈને ઝીંઝુડાથી તેડાવી લીધાં હતાં અને તેમને ભગતની સ્ત્રીનાં કપડાં પહેરાવી દાન કરતા હતા.

વાલબાઈ સંતના ચરણમાં પડ્યાં. તેમને ઉઠાડતાં સંતે કહ્યું : 'માતા ! તેરા નામ સૌરાષ્ટ્રભરમેં ક્યા ભારતભરમેં મશહૂર હોગા. તૂ પતિપરાયણ ત્યાગમૂર્તિ સન્નારી હૈ. તેરે જૈસી પતિભક્ત સ્ત્રીસેં સૌરાષ્ટ્ર ખ્યાતનામ હૈ. તેરે ચરણમેં સર્વદા અષ્ટસિદ્ધિ રહેગી યહ મેરા વચન હૈ.'

આટલું કહી સંત રવાના થઈ ગયા. લોકોએ કાનસ્વામીના નામનો જયનાદ કરી દિશાઓ ગજાવી મૂકી.

દેહધર્મે કાનસ્વામી વીસ વર્ષના થતાં જીવનલીલા સમેટવાની તૈયારી કરવા લાગ્યા. એક દિવસ તેમણે ગામના જાગીરદાર પીર લોકોને બોલાવી કહ્યું: 'દોસ્તો! ખલક આબેહયાત છે કે કાતિલ ઝેર છે, આ નિર્ણય ઇન્સાને કરવાનો છે. તમારા ગામને પાદર આવી થોડાં વર્ષો સુધી રહેનાર આ દેહ હવે પડી જવા ધારે છે. આપના દિલમાં તેના તરફથી રંજ પેદા થયો હોય તો માફ કરશો. આપણે સહુ એક જ મંજિલે જનારા રાહગીર છીએ. સંતોની જહા ઇન્સાનની આલમથી ન્યારી છે. આપણે તો અલખની યારી કરનારા, તેની યાદમાં મસ્ત રહેનારા અને ખલકના બાગનાં બુલબુલોના સૂરના તાલે નાચનારા છીએ.

યારો, જીવનભર આ તમારા દોસ્તે

यार को हमने जा बजा देखा
कहीं जाहिर कहीं छूपा देखा।'

આ વખતે શ્રીંઝુડાનાં તમામ ગ્રામજનો હાજર હતાં. સ્વામીજી પદ્માસન વાળી બેસી ગયા. વાલબાઈ માએ ધૂપ કર્યો અને ચરણમાં નમી બોલ્યાં: 'સ્વામી, મને શી આજ્ઞા કરવામાં આવે છે?'

'માત્ર એક જ અને તે એ કે આગામી સમય વિષમતર આવે છે. સૌરાષ્ટ્ર દુષ્કાળની નાગચૂડમાં ભીંસાવાનો છે, તેનાં સંતાનો અન્ન વિના મરતાં હશે. તમારે ત્યારે સાચી માતા બનવું અને ભૂખ્યાં માનવીઓ માટે સ્થાનનાં દ્વાર હમેશાં ખુલ્લાં રાખવાં. સૌરાષ્ટ્રના રાજવીઓ રાજરીતિ ભૂલી ગયા હોવાથી તેમના તરફની આશા રાખવી વ્યર્થ છે. મારું વચન છે કે, તમારી હયાતી સુધી કોઈ વસ્તુનો ક્યારેય તોટો આવશે નહીં'.

આટલું કહી લક્કડભારતીના પરમસિદ્ધ શિષ્ય કાનસ્વામીએ

પોતાનાં નેત્રો હમેશને માટે બંધ કર્યાં. આ વખતે ઠંડા પવનની લહેર આવી અને સ્થાનમાં દિવ્ય સુગંધિ પ્રસરી રહી.

સુજ્ઞાન વાલબાઈ માતાએ પતિના દેહને વિધિવત્ સ્નાન કરાવી સ્થાનના એક ભાગમાં સમાધિસ્થ કર્યો. એકાદ માસ સુધી તેમની સમાધિના દર્શનાર્થે દૂર દૂરથી લોકો આવતાં રહ્યાં.

તેમના શિષ્યવર્ગે તેમની પાછળ બૃહદ્ ભંડારો કર્યો.

વાલબાઈમા વિ. સં. ૧૯૭૪ સુધી હયાત હતાં. તેમનો કંચન-વરણો વૃદ્ધ છતાં દિવ્ય દેહ વણકરમાયેલો રહ્યો. લેખકે તેમનાં દર્શન કર્યાં હતાં અને પ્રસ્તુત ઘટના તેમની પાસેથી સાંભળી હતી.

## ૧૦ : સિદ્ધ રામદાસજી મહારાજ

'ભાઈ! આમ નાહિંમત બનવાથી કશોય લાભ નથી. બીમારી અતિશય નથી. માત્ર તારું મન થાકી ગયું છે એનું જ આ પરિણામ છે. જમી લે. સહજ બહાર ફરવા જા.' વન્નાણિયાની જગ્યાના મહંતશ્રી રામદાસજીએ ગઈ કાલે જ મજ્યામાં કચ્છથી આવેલા બીમારની પાસે આવી કહ્યું.

'મહારાજ!' બીમાર માણસ ધીમે અવાજે બોલ્યો, 'જીવનમાં મોઢાશ નથી. કોના માટે જીવું? પરિવારમાં કોઈ જ નથી. ઉદ્યોગ ફળતા નથી. લોહાણાનો દીકરો છું, છતાં આજે ભીખ માગી જીવન વિતાવવાનો સમય દેખાય છે. શાંતિ નથી. સુખ નથી. જીવન લંબાવવું ગમેતું નથી.'

'ભાઈ, તારું નામ?' મહંતજીએ પૂછ્યું.

'મારું નામ કલ્યાણ, કચ્છના રૈયા ગામનો વતની છું. અનેક પ્રયત્નો કર્યા પણ કડવાં જ ફળો આવ્યાં. હવે તો જીવનમાં રસ નથી રહ્યો. આવા ધાર્મિક સ્થાનમાં રહી શેષ સમય જે પ્રારબ્ધે નિયત કર્યો હોય તે પૂર્ણ કરવો એ ભાવથી આવ્યો છું.'

'ભલે આવ્યો બાપ! બાઈ મા રા:
સ્થાપના તમારા જેવા થાકેલાઓ માટે જ
પરંતુ ભાઈ! તારો થાક સાચો નથી. -
માં સફળતા મળવાથી વંચિત રહી જાય
માનવીનું ભાવિ અનિશ્ચિત છે. ઘણી
પુરુષાર્થનાં મીઠાં ફળો ખેંચાઈ જાય
મનને ક્ષુદ્ર થવા દેતા નથી. કદાચ ..
પુગાયેલું રહે તોપણ તેઓ થાકતા
માનસિક રોગ માટે જે ઔષધની હમણા

દરદી ઊઠ્યો ધીમે કદમે આગ
મહાત્મા રામદાસજીએ એને પોતાની -

યોગીરાજ રામદાસજી સમજી
નિષ્ફળતાએ કપરાં પડ જમાવ્યાં હ
ઊંડી ગર્તામા ધકેલાઈ ગયું છે. તેના

બીમાર કલ્યાણજી ચારેક દિ
જગ્યાના કામ કરનાર ટેલવાઓના
લાગી ગયો.

કલ્યાણની સેવાથી મહાત્માનું
પણ શબ્દોચ્ચાર વિના રામદાસજી
આશીર્વાદ લાગ્યા.

સૂર્યોદયના મંગલ અવસરે મહાત
બોલાવ્યો. મંદિરમાંથી મીઠી સુવાસ મ
ધૂપસુગંધિ અને સંતોના જયનાદો વચ્ચે
કલ્યાણ આવ્યો અને મહાત્મા રામદા
પૂર્વક સામે બેઠો.

'કલ્યાણ, મુંબઈ જા. ઠાકર તારી ગ
બનીશ. તારી સેવાનો આ બદલો માનજે.'

'બાપુ! કાલે જ આપે રામાયણ વાંચતાં કહ્યું હતું કે,

**कर्म प्रधान विश्व करी राखा।**
**जस जो करही सो तस फल चाखा॥**

મારા જેવો હીણભાગી માનવી મુંબઈ જાય તોપણ જેવો છે તેવો જ રહેવાનો. કિસ્મતનો કંગાળ કલ્યાણ અહીં જ સારો છે.'

'કલ્યાણજી!' મહાત્માજી વધુ ગંભીર બની બોલ્યા, 'પુરુષાર્થી સાવિત્રીએ મરેલા પતિને યમના હાથમાંથી છોડાવી ચારસો વર્ષનું નવું જીવન અપાવ્યું, થાકેલો–અપમાનીત થયેલો ગાધીરાજ વિશ્વામિત્ર પુરુષાર્થના ઉગ્ર તપથી બ્રહ્મર્ષિ બની અનેક યજ્ઞોનો દ્રષ્ટા બન્યો. નાહિંમત એ માનસિક રોગ છે. કાલે જ તું અહીંથી રવાના થા.'

'મારી પાસે પાઈ પણ નથી, મને મુંબઈ કોણ લઈ જાય?' કલ્યાણે બીજો વાંધો બતાવ્યો.

'એ બધું આપોઆપ થઈ રહેશે. સવારે બંદરે જજે. વહાણ તૈયાર હશે. તને તેમાં બેસાડી મુંબઈ લઈ જનાર તારી સામે આવશે અને તારો હાથ પકડી લઈ જશે. માનસિક દુર્બળતા ખંખેરી ઊભો થા. દિવ્ય જીવન જીવના માનસિક શક્તિઓનો સાથ જોઈએ.' આમ કહી યોગી રામદાસજીએ કલ્યાણના દેહ પર પોતાની દૃષ્ટિ સ્થિર કરી. તેમની આંખોમાંથી દિવ્ય જ્યોતિ નીકળી પોતામાં સમાતી કલ્યાણે જોઈ. તે ઊઠ્યો, નમ્યો અને પોતાના આસને ગયો.

અત્યારે એના દેહમાં નવચેતનનો પ્રવાહ વહેતો હતો. મન પ્રફુલ્લિત હતું. ઉત્સાહના મોજાં ઊછળતાં હતાં. તેની આંખ સામે ભાવિનું મંગળ સ્વરૂપ નાચતું હતું. તેનાથી સમજી શકાય નહીં તેવું પરિવર્તન આજે અનુભવાતું હતું.

બીજે દિવસે ઉષાના આગમન સમયે કલ્યાણ નવજીવન મેળવવાની દિશામાં પ્રસ્થાન કરવા તૈયાર થયો. મંદિરમાંથી ઝાલરોનો મીઠો રણકાર આવતો હતો. દેવપ્રતિમા સામે દિવ્ય જ્યોતિ ઝળ-

હળતી ચોતરફ ફરતી હતી. નગારની ગર્જનાથી દિશાઓ ગાજતી હતી. નગરમાંથી ભાવિકો દર્શનાર્થે આવતા અને એક પછી એક ક્રમવાર નમી નમી ઊભા રહી ભક્તિ દર્શાવતા હતા. આ વખતે જેની પાસે એક પાઈ પણ નથી એવો રૈયાનો ગરીબ વતની કલ્યાણજી લોહાણો યોગસિદ્ધ મહાત્માના ચરણમાં નમી તેમની કૃપારૂપ દોલત સાથે રવાના થયો.

આ વખતે વવાણિયા બંદર ધીકતુ ચાલતુ હતુ. માલની અવરજવર મોટા પ્રમાણમા થતી હોવાથી સાગરકાંઠો માનવમહેરામણથી હમેશા ગાજતો રહેતો. કલ્યાણજી સાગરકાંઠે ગયો. તેના પર એક ગૃહસ્થની નજર પડી.

'કેવા છો?' પેલા ગૃહસ્થે પાસે આવી પૂછ્યું.

'કચ્છી લોહાણો છુ.' કલ્યાણે ટૂંકો જ જવાબ આપ્યો.

'મુબઈ જવુ છે?' ગૃહસ્થે કોઈ અગમ્ય પ્રેરણાથી સીધો જ પ્રશ્ન પૂછ્યો.

'હા. નીકળ્યો છુ તો તેટલા માટે જ, પછી જેવું ભાવિ. ભગવાનની કૃપા હશે તો જવાશે.'

શેઠને યુવાન ગમ્યો. તેમણે એને પોતાના વહાણમાં લીધો અને ખૂબ જ પ્રેમથી મુબઈ લઈ ગયા.

યોગીરાજની દિવ્ય શક્તિને લીધે તે મુબઈમાં ખૂબ જ કમાયો. સમર્થ ધનિકોમાં કલ્યાણજીની ગણના થવા લાગી. એકવારનો કંગાલ, જીવનથી કંટાળી આવેલો કલ્યાણજી મુબઈના ગૃહસ્થોમાં ગણના પામી શ્રીમંતનું જીવન જીવવા લાગ્યો.

*

મહાત્મા રામદાસજીનો જન્મ મોરબી પાસેના ગીડસ નામે ગામમાં આહિરજ્ઞાતિમાં થયો હતો. એક વાર આઠેક વર્ષની ઉંમરે તેઓ પોતાની માની સાથે વવાણિયાની જગ્યામા તેમના સંસ્થાપક રામબાઈ મા

કે જે તેમનાં માસી થતાં હતાં, તેમની પાસે આવ્યા. રામના ગુણો રામબાઈની દૃષ્ટિમાં આવી જતાં તેમણે પોતાની નાની બહેનને રામ પોતાને આપવા જણાવ્યું. થોડાક કચવાટ સાથે માએ રામને સોંપ્યો. આઠ વર્ષના બાળ રામ જગ્યામાં રહ્યા. એ સમયમાં સૌરાષ્ટ્રમાં ભણવાનાં સાધનોનો સાવ અભાવ હતો. પુરાણી રીત પ્રમાણે બાળ રામને ભણાવવા બંદોબસ્ત કરવામાં આવ્યો.

'બાપુ ! સિદ્ધ પુરુષ વિના સ્થાનનું નાવ આપણા ગયા પછી સીધા માર્ગ પર ચાલે તેમ દેખાતું નથી. રામ પાત્ર છે, દયા કરશો ?' રામબાઈમાએ પોતાના વૃદ્ધ ગુરુવર્ય કૃષ્ણદાસ મહારાજના ચરણમાં નમી પ્રાર્થના કરી.

'બાઈમા, સિદ્ધિ માટે થોડા માર્ગો સત્પુરુષો બતાવી ગયા છે. જેવા કે, 'जन्मौषधिमंत्रतपसमाधिजाः सिद्धयः–જન્મથી, ઔષધિ વડે, મંત્ર, તપ અને સમાધિથી સિદ્ધિ મળે છે.' તેમણે રામને રામ નામનો મહામંત્ર બતાવ્યો. 'સાચું ભણતર એ છે. આપણા સહુને વિશ્વાસ છે કે,

राम नाम नित जपत महेशु

શિવ નિત્ય રામનામ જપી સિદ્ધિઓ આપી રહ્યા છે.'

બીજા દિવસથી રામનો અભ્યાસ ત્યાં જ અટકાવી તેમની પાસે નામજપપારાયણ કરાવાયાં. પૂર્વના સંસ્કારી રામ દીક્ષાથી–રામદાસ બની મંત્રજપના પ્રતાપે સમર્થ સિદ્ધિ મેળવી શક્યા. પાંડિત્ય પણ તેમને આપોઆપ આવી મળ્યું અને તેઓ ધુરંધર વક્તા થયા. તેમની આંખોના અસામાન્ય ઓજસથી ભલભલા રાજવીઓ તેમને નમી પડવા લાગ્યા.

સમય જતાં વૃદ્ધ ગુરુ કૃષ્ણદાસજી અને રામબાઈ મા સાકેત લોકવાસી બન્યાં. જગ્યાના સંચાલનનો સમસ્ત ભાર રામદાસજી મહારાજ પર આવી પડ્યો.

મહાત્માની યોગસિદ્ધિઓની વાતો દૂર દૂર સુધી ફેલાઈ ગઈ.

અનેક અભ્યાગતો, તીર્થવાસીઓ અને વિદ્વાનો આશ્રય મેળવવા વવાણિયામાં રામબાઈના સ્થાનમાં આવવા લાગ્યા.

સરવડ નામે ગામના દરબાર ગગુભાનાં પત્ની માછી રાજબાએ બસો વીઘાં જમીન જગ્યાને અર્પણ કરી. આ વાત ત્યારના મોરબીના રાજ્યકર્તા ઠાકોર રવાજીરાજના સાંભળવામાં આવી. તેઓ વવાણિયા આવ્યા ત્યારે જગ્યામાં આવી મહારાજને પ્રશ્ન કર્યો :

'સેવા અને ત્યાગ અર્થે હસ્તિમાં આવનારાં સ્થાનોમાં સ્થૂળ સંપત્તિ વધારવા તરફ લક્ષ આપવામાં આવે, તો સેવા અને ત્યાગનો સિદ્ધાંત ટકી શકે ખરો ?'

મહારાજ ઠાકોરના પ્રશ્નનો મર્મ પારખી ગયા અને હસતાં હસતાં બોલ્યા : 'ઠાકોર ! સરવડ ભાયાત તરફથી મળેલી આટલી જમીન તમારા હૃદયમાં ખટકવા લાગી ? વારુ, સાંભળો તમારા પ્રશ્નનો જવાબ. જ્યારે સ્થાનધારીઓ આવી સંપત્તિને પોતાના અંગત વિલાસમાં વાપરવા લાગશે ત્યારે સેવા અને ત્યાગ નાશ પામી જવાનાં; પરંતુ જો તેઓ સ્થાનની પરંપરાથી ચાલ્યા આવતા પારમાર્થિક વ્યવહારોને વિકસાવવા સંપત્તિની પાઈએ પાઈ ખર્ચતા રહેશે, તો સેવા અને ત્યાગ બંને દિવસે દિવસે વધતાં રહેશે. સરવડની જમીન સ્વીકારતી વખતે આ વાતનો વિચાર કરવામાં આવ્યો હતો. વવાણિયા બંદર નહીં રહે, ગામ ભાંગી પડશે, એથી આ ભાવિનો વિચાર કરી મારી પછીના આ સ્થાનના સંચાલકોના હિતને નજર સામે રાખી આ જમીન સ્વીકારવામાં આવી છે.'

ઠાકોર વવાણિયા બંદરનું ભાવિ સાંભળી ઢીલા થઈ ગયા અને બોલ્યા : 'યોગીરાજ ! અમારા વડવાએ કચ્છના બારભાયાના રાજતંત્રના માથા પર પગ મૂકી વવાણિયા બંદર મેળવ્યું છે. ફતેહમહંમદ જમાદારના દાંત અમારાં સાધનો થોડાં હોવા છતાં ખાટા કરાવ્યા હતા. શું તે વવાણિયાનું બંદર નાશ પામી જશે ?'

'હા ઠાકોર ! ભાવિના ગર્ભમાં એમ જ છે. હું તે જોઈ શકું

છું, તમે જોઈ શકતા નથી. વવાણિયા બંદર જતાં ખેદ પામવા જેવું નથી. નવું બંદર આથી પણ વધારે સારું થવાનું છે.'

ઠાકોર ઉત્સાહમાં આવી ગયા અને મહાત્માજીના ચરણમાં નમી બોલ્યા : ' મેં સાંભળ્યું છે કે, આપ યોગી છો. આપની ચૈતન્યશક્તિ નાદાનને પણ મહાન બનાવે છે, થાકેલામાં નવચેતના પૂરી ઉત્સાહિત કરી પુરુષાર્થના રાહ પર દોડાવે છે. આજે મોરબીનો ઠાકોર આપની આ સિદ્ધિનો લાભ ઇચ્છે છે, મળશે ? '

' રાજા ! યોગ, મંત્ર કે ઔષધિ દ્વારા મળેલી સિદ્ધિ એ કોઈ તમાશા માટે સાંપડેલી વસ્તુ નથી; એ તો પુરુષાર્થનું ફળ છે. સાધકોની મોંઘી મૂડી છે. મોરબીના ઠાકોર કેવો લાભ લેવા ઇચ્છે છે તે જણાવશે ? '

'ભગવન્ ! આપની યોગસિદ્ધિ દ્વારા બંને બંદરોનું ભાવિ જાણવા ઇચ્છી રહ્યો છું. કૃપા કરી બતાવશો ? '

' રાજાજી ! આમ ભાવિ જાણવાથી શો લાભ છે ? જે સમયે જે બનવાનું છે તે બનશે; છતાં તમો તમારી જિજ્ઞાસા પૂરવા ઇચ્છો છો તો જુઓ. એ બંને સ્થાનનાં ભાવિ હું મહામંત્રથી સાંપડેલી સિદ્ધિથી બતાવું છું.' પૂર્વના સિદ્ધ મુનિરાજોએ મૃકંડુ નામના મુનિને તેમના બાલક પુત્ર માર્કન્ડેયની શિવમંદિરમાં શી સ્થિતિ છે તે બતાવી તેમની જિજ્ઞાસા પૂરી કરી હતી. સત્યવાન સાથે ગયેલી સાવિત્રીના ઉચાટ રડતાં અશ્વપતિ મહારાજા તથા તેમની રાણી શૈબ્યાને આશ્રમમાં દિવ્ય દૃષ્ટિવાળા ઋષિઓએ વનમાં થયેલ યમ-સાવિત્રી સંવાદ સંભળાવ્યો હતો તથા તે દૃશ્ય પણ બતાવ્યું હતું. અહીં યોગનિષ્ઠ મહાત્મા રામદાસે પણ ઠાકોરને બંને સ્થળો બતાવ્યાં.

ઠાકોરે પોતાને સાંપડેલી દિવ્ય દૃષ્ટિએ એક સ્થાનને ઉજ્જડ જોયું અને દૂર બીજા સ્થાનને ધીકતા બંદરના સ્વરૂપમાં જોયું. તેઓ *આશ્ચર્ય સાથે બોલ્યા : ' મહારાજ ! આ શું હું સાચું જોઈ રહ્યો છું ? '*

' હા, રાજન્ ! ભાવિમાં તેમ જ થવાનું છે. તમો જે સ્થાનને

પીકતું બંદર જોઈ રહ્યા છો તે સ્થાન તમારા પુત્રના હાથથી સર્જન પામશે અને રાજ્યની આમદાનીનું મુખ્ય સાધન બનશે.'

થોડી વારે બંને દશ્યો દેખાતાં બંધ થયાં ઠાકોર કિંમતી વસ્તુઓની ભેટ આપી મોરબી તરફ રવાના થયા. યોગીરાજે તમામ વસ્તુઓ તે જ વખતે દીનહીન માનવીઓ વચ્ચે વહેંચી આપી.

'આવો આવો શેઠ, આજ તો વહેલા દર્શને આવ્યા ? ભાઈ, કોણ છે ? રવજી શેઠ માટે આસન લાવો.' મહારાજે વવાણિયામાં નગરશેઠ જેવા મનાતા ગૃહસ્થ રવજી શેઠનો સત્કાર કરતાં કહ્યું.

'અરે મહારાજ ! ધર્મની જગ્યામાં વળી આસન કેવાં ! અહીં તો સાધુ-મહાત્માઓના ચરણની રજ પથરાયેલી પડી છે. તેમાં બેસવું એ તો મોટાં ભાગ્ય ગણાય. મા રામબાઈના મંદિરનો ચોક તો વ્રજ-ભૂમિ બની ગયો છે.'

'કેમ શેઠ, અત્યારમાં આવવું થયું ?' મહારાજે શેઠને પ્રશ્ન કર્યો.

'બાપજી, વાત તો સાવ સાધારણ છે. મનમાં થયું કે, ચાલ જીવ, મહારાજ પાસે જઈ આવું. હમણાં રાયચંદ જગ્યામાં ખૂબ જ આવે છે. મહાત્માજી, અમે જૈન છીએ. રાયચંદ પાકો જૈન થાય એ જોવા અમારી ઇચ્છા હોય જ, એ તો આપ પણ કબૂલ કરો તેવી વાત છે. અને તમો...'

'એને બાવો બનાવી દેશો, એમ જ કહેવું છે ને ?' મહાત્મા રામદાસે વચ્ચેથી જ વાત કાપી શેઠના મનમાં પડેલ પ્રસંગને પૂરો કર્યો. 'જુઓ શેઠ, રાયચંદ ભાવિનો રાજ્યચંદ્ર છે. હાલ તે યોગનો અભ્યાસ કરે છે. યોગબળે તેની બુદ્ધિ તીવ્ર બની છે. એ તો તમો પણ કબૂલ કરશો કે દશ વર્ષનો બાળક કવિતા કરી શકે નહીં. રાયચંદ પૂર્વનો યોગી છે, વેદાંતી છે. આત્મજ્ઞાનની તેને [illegible] અનુભૂતિ છે. તેનામાં નવા જન્મના કારણે જે જે ક્ષ[illegible] તે [illegible] આવી તે પૂર્ણ કરે છે. તમારે ભીતિ રાખ- [illegible]

રાયચંદ જૈનશાસનનો સ્તંભ મનાશે, સમજ્યા ! અહીં આવનાર અભેદભાવનું શિક્ષણ પામે છે. અમો જૈન કે જૈનેતર કોઈ પણ દુરાગ્રહી ભાવોને સ્થાન આપતા નથી. રવજી શેઠ, રાયા માટે મન મોટું રાખજો. તે ઝવેરાતનો, માનવહૃદયનો, ભક્તિના ભાવનો અને આત્માનુભવના આનંદનો સાચો પારખુ થશે. તે શતાવધાની બની તમારું નામ અમર કરશે.'

રવજીશેઠ પુત્રના ઊજળા ભાવિની વાતો સાંભળી રાજી થયા અને ચરણમાં નમી બોલ્યા : 'માફ કરજો મહારાજ, હું રાયાને જ્યામાં આવતાં વારતો હતો. છેલ્લે બાંધી રાખવાના વિચાર પર આવ્યો હતો. મેં સાંભળ્યું હતું કે, તમો તેને સામે બેસાડી તેના પર નજર ઠેરવી તેનામાં તમારી શક્તિઓ રેડો છો. મને ડર પેઠો કે, રખેને મારો રાયચંદ બાવો થઈ જાય નહીં.'

'રવજી શેઠ! રાયચંદ તમારા એકનો નથી. તે બધાંનો છે. બધાં તેમનાં છે. તે ધર્મે ભલે જૈન રહેશે, પરંતુ તેના આત્માનંદના વિચારસાગરમા વિદ્વજ્જનો પણ નાહીને શાશ્વત શાંતિ મેળવશે. રાયચંદ મને પૂજ્ય માને છે એટલે આવે છે. મારો આત્મા મને તેનામાં શક્તિસંચય કરવા પ્રેરે છે. આપ નીચે હૈયે ઘેર પધારો. વ્યાપારમાં જોડાઈ જાઓ. રાયચંદના નામે તમો અને તમારી ભાવનાના મહામંત્ર વીરશાસનનો જય અવશ્ય થશે.'

રાયચંદ શેઠ અદ્દભુત ભાવ સાથે ઘેર ગયા. મહારાજ મંદિરમાં નિત્યકર્મ કરવા ગયા.

શ્રી રામદાસજી મહારાજ વિ. સં. ૧૯૬૯ સુધી વિદ્યમાન હતા. તેમની યોગશક્તિ દ્વારા બતાવવામાં આવેલ બંદરોની હાલત આજે તેવી જ છે. વવાણિયા બંદરની હસ્તિ નથી. તેનાં સ્થાને દૂર નવલખી નામે બંદર ચાલે છે અને શ્રીમદ્ રાજચંદ્રના નામથી સમાજ આજે સંપૂર્ણ પરિચિત છે.

શ્રી રામદાસજીએ આજનો સમાજ જેને 'અભ્યાસ' કહે છે

તેવો અભ્યાસ કર્યો ન હતો; છતાં તેઓ રામાયણ, વિચારસાગર, વૃત્તિપ્રભાકર જેવા ગ્રંથો સુંદર રીતે વાંચતા અને વિદ્યાર્થીઓને ભણાવતા.. આશ્રમમાં હમેશાં દશ–વીશ વિદ્યાર્થીઓ રહેતા. પોતાની હયાતી સુધી દરેક યાચકને તેઓ મિષ્ટાન્ન જમાડી પાંચ હાથ માદર-પાટ (કપડું) આપતા. વધુ આવશ્યક્તાવાળાને તે પ્રમાણે આપતા. તેઓ ગમે તેવા રોગીનો રોગ પોતાની દૃષ્ટિની શક્તિથી દૂર કરતા. તેઓ કવિ હતા. તેમના લખેલાં કાવ્યો તેમના સ્થાન તરફથી છપાઈ પ્રસિદ્ધ થયાં છે.

## ૧૧ : સિદ્ધ નારાયણદાસજી

સિદ્ધ નારાયણદાસજી મહારાજનો જન્મ શેત્રુંજી કાંઠાના એક ઝરકલા નામે ગામમાં થયો હતો. તેમનો બાલ્યકાળ માતાપિતાની શીળી છાય નીચે આનંદથી પસાર થતો હતો ત્યારે એક ઘટના બની. આ ઘટના ખૂબ જ સામાન્ય હોવા છતાં એ બાલ નારાયણના જીવન-માં મહાન પરિવર્તન કરનારી નીવડી.

છએક વર્ષની ઉંમરમાં નારાયણ પોતાની સમાન વયના બાલ-મિત્રો સાથે પાણાના ઠાકોર અને ધૂળનાં મંદિર કરી રમતા હતા. ત્યાંથી એક આહીર નીકળ્યો. તેણે કશાય કારણ વિના છોકરાંઓને ડરાવી તેઓ જે પથ્થરને ઠાકોર બનાવી રમતાં હતાં તે પથ્થરને ફેંકી દીધો. બાળકો ભાગી ગયાં. પરંતુ નારાયણ તો ઠાકોર ફેંકાયાના આઘાતથી અચેત બની જમીન પર પડી ગયો. એવામાં ત્યાંથી કોઈ ભલો માનવી નીકળ્યો. તેણે નારાયણને ઉપાડી તેનાં માતાપિતાની પાસે ઘેર પહોંચતો કર્યો.

પોતાના બાળકની આ સ્થિતિ જોતાં માતાપિતા દુખી થયાં. તેમણે પુત્રને લાવનાર ભાઈને આમ થવાનું કારણ પૂછતાં બાળકો પાસેથી ઠાકોર ફેંકાયાની વાત જાણવા મળી.

આ વખતે લાલદાસજી નામે મહાત્મા તેમના ઘેર અતિથિ હતા. તેમણે આ વાત સાંભળી. નારાયણને જોયો. લાલદાસજી મહાત્મા યોગી હતા. તેઓ સમજી ગયા કે, નારાયણ સાધારણ બાળક નથી; પરંતુ પૂર્વનો યોગભ્રષ્ટ મહાન આત્મા છે. અહીં રહેવાથી તેમની આત્મોન્નતિ અટકી જશે. આથી તેમણે નારાયણનાં માતાપિતા પાસે કરાર કરાવ્યો કે, 'તમારા બાળકને હું સાજો કરી આપું; પરંતુ તેના ઉપરની મમતા છોડી તે મને સોંપી દેવો. આ બાળક તમારા કામનો નથી. તેમજ તમારા જીવનનો સમય પણ હવે બહુ બાકી રહ્યો નથી. તમે મોહને લીધે અત્યારે પુત્ર નહીં આપો; પરંતુ આખરે તમારે તેને મૂકીને જવાનું થશે, ત્યારે પસ્તાવો થશે. માટે હમણાં જ મને સોંપી દો, જેથી તમારા પરનો ભાર ઓછો થાય અને નારાયણનું કલ્યાણ થાય.'

નારાયણનાં માતાપિતા સમજદાર અને સેવાભાવી હતાં. તેમને મહાત્માની વાત ગમી. અને તેઓ પુત્ર સોંપવા કબૂલ થયા. મહાત્માજીએ પોતાની યોગશક્તિ દ્વારા બાળકમાં નવી શક્તિનો સંચાર કરતાં બાળક તુરત જ મૂર્છામાંથી જાગી ઊઠ્યો. માતાપિતા આનંદ પામ્યાં. નારાયણને નિદ્રામાંથી જાગવાનો ભાસ થયો. મહાત્માને એકાદ દિવસ રોકી તેમને બાળક સોંપવામાં આવ્યો. મહાત્માજીએ તેને વૈષ્ણવી દીક્ષા આપી તેનું નામ નારાયણદાસ રાખ્યું.

નારાયણદાસને ગુરુએ હઠયોગની તમામ પ્રક્રિયા બતાવી. નેતિ, ધોતિ, બસ્તિ, આસન, મુદ્રાઓ, પ્રાણાયામ વગેરેમાં નારાયણદાસ નિપુણ બન્યા. દશેક વર્ષ જતાં તેમની ગણના એક યોગસિદ્ધ તરીકે થવા લાગી.

ગુરુ સાથે તેમણે ભારતભરનાં તીર્થોની યાત્રા કરી. પછી ગુરુ-આજ્ઞાથી ગૃહસ્થાશ્રમ સ્વીકારી, જસદણ પાસેના કનેસરા ગામે શ્રી કર્નેશ્વર મહાદેવના કૈલાસ જેવા રમ્ય સ્થાનમાં તેમણે કાયમી નિવાસ કર્યો.

ત્યાં રહી તેઓ ગ્રામ્યજનોને રામાયણ, ગીતા અને ભાગવતનો

પોતાની મધુર શૈલીથી ઉપદેશ આપવા લાગ્યા. ભક્તોની ભાવના પૂર્ણ કરવા યોગ–વેદાંત–ભક્તિના ભાવથી ભરપૂર ભજનો સરળ ભાષામાં બનાવી તેમના સુપ્ત ભાવોને જગાડવા લાગ્યા. તેમનો કંઠ અત્યંત મધુર હોવાથી, જ્યારે જ્યારે તેઓ તંબૂરો લઈ ભજનો ગાતા ત્યારે એવો કોઈ માનવી નહિ હોય કે જે પોતાનું કામકાજ બંધ કરી સાંભળવા બેસી જાય નહીં.

તેઓ મૂળે વૈરાગી હોવાથી ગૃહસ્થ હોવા છતાં સંપત્તિનો સંગ્રહ રાખતા નહીં. થોડો બોજ એકઠો થાય કે તુરત જ લૂંટાવી દે. જીવનમાં તેમણે ત્રણથી ચાર વખત તમામ સંપત્તિ લૂંટાવી દીધી. સંપત્તિદાનની ખ્યાતિ જસદણ દરબાર ચેલા ખાચરના કાન પર આવતા તેઓ પણ તેમને જોઈતી વસ્તુઓ મોકલવા લાગ્યા.

રાજકોટના વતની રાઘવજી ભાઈ રઘુવંશીના કાન પર મહાત્મા નારાયણદાસજીની ખ્યાતિ આવી. તેમને યોગ, ભક્તિ અને વૈરાગ્ય-મૂર્તિ નારાયણદાસજીનાં દર્શનની ઉત્કટ ભાવના થતાં તેઓ કનેસરા આવ્યા ને મહાત્માજીને મળી કૃતકૃત્ય થયા. ને મહારાજનાં ભજનો સાંભળી મુગ્ધ બન્યા. એકાદ સપ્તાહ કનેસરા રહી તેમણે મહાત્મા નારાયણદાસજીને પોતાની સાથે રાજકોટ આવી ત્યાંના ભક્તિપ્રિય નાગરિકોને ભજનનો આનંદ અપાવવા વિનંતી કરી. અને મહાત્માને પોતાની સાથે લાવ્યા. તેમનું ધામધૂમથી સામૈયું કરી સન્માન સાથે પોતાને ત્યાં તેમને નિવાસ આપ્યો. મહારાજ સાથે બીજા દશેક સંતો હતા.

બીજે દિવસે રાત્રે ભજન સમારંભ રાખવામાં આવ્યો. રાત્રિના નવેક વાગતાં રાજકોટના ભજનપ્રેમી નાગરિકોની ખાસી ભીડ જામી ગઈ. સમય થતાં ભજનો ચાલુ થયાં.

યોગીરાજ નારાયણદાસજીએ તિથિગાળાનો આરંભ કર્યો. ખૂબ જ સરળ ભાષામાં ભાવવાહી ભજનો ગવાતાં સાંભળનાર જનતા

ડોલવા લાગી એક પછી એક ભજનો ગવાતા એક પ્રહર પૂરો થયો બીજા પ્રહરના આરભમા એક ગમખ્વાર બનાવ બની ગયો રગમા ભગ પડ્યો શ્રોતાઓ અકળાઈ ઊઠ્યા

રાવનજી ઠક્કરનો છએક વર્ષનો એક પુત્ર પાસેની મેડીના કઠેડા મા કુટુબના તમામ સ્ત્રીસમાજ સાથે બેઠો હતો ભજનના રગમા કઠેડામા કેટલી ભીડ થઈ છે તે તરફ કોઈનુ ધ્યાન ખેચાયુ નહિ કઠેડાની જાળી ભાગી, અવાજ થતા બેસનારા ચમક્યા રાવનજી ઠક્કર નો દીકરો નીચે ગબડી પડ્યો

આગણામા પથ્થર જડેલા હોવાથી પડતા જ તેનુ માથુ ફૂટી ગયુ લોહીનો પ્રવાહ વહેવા લાગ્યો બાળક બેશુદ્ધ બની ગયો ભજનો બધ રહ્યા

ઠક્કર ત્યા દોડી આવ્યા તેણે મરણોન્મુખ બાળકને ઉપાડ્યો અને મહાત્માજી સામે લાવી મૂક્યો લોકોની નજર મહાત્માજી તરફ ચોટી ઠક્કર બોલ્યા

'મહારાજ, આપની શક્તિથી સેવક પરિચિત છે આજના આનદમા અકસ્માત્ આવેલા વિઘ્નને આપ સહેજમા દૂર કરવા સમર્થ છો હુ કનેસરા આવ્યો ત્યારે આપ ફરવા પધાર્યા હતા હુ પણ આપની પાછળ નીકળ્યો આપ ધ્યાનમા મસ્ત હોવાથી પાછળ કોણ આવે છે તેનો ખ્યાલ સરખો પણ આપને ન હતો આપ ધીમે ધીમે ગાઢ જગલ તરફ જવા લાગ્યા મે આપનુ અનુકરણ કર્યું સૂર્ય નમવા લાગ્યો આપ હજુ પણ આગળ ને આગળ ચાલ્યા જતા હતા ઝાડી વધુ ને વધુ ગાઢ આવવા લાગી તેવામા એક ચિત્તો મારી નજરમા આવ્યો હુ થરથર્યો ચિત્તો આપની સામે આવી ઊભો રહ્યો મે માન્યુ કે, આ હિસક પ્રાણી આપના પર હમણા જ કૂદી પડશે, પરતુ તેમ થયુ નહી આપે તેના માથા પર હાથ મૂક્યો ચિત્તો જાણે ગુરુના પગમા શિષ્ય નમતો હોય તેવા ભાવે નમી બાજુમા સરળ ચાલ્યો ગયો મને શાસ્ત્રની વાત યાદ આવી કે, નિર્વૈર યોગીઓની

સામે હિંસક પ્રાણીઓ પણ પોતાનો સ્વભાવ ભૂલી જઈ પરસ્પરના વેરભાવો ભૂલી સાથે રહે છે.

આપ ચક્કર લગાવીને સંધ્યા પછી રાત્રિનાં ગાઢ અંધારાં પૃથ્વી પર ઊતરતાં આશ્રમમાં પધાર્યા ત્યારે હું પણ આવ્યો. છેક છેલ્લી પળ સુધી આપે પાછળ દૃષ્ટિ કરી નહીં તેમ મેં પણ આપની સાથે થવા લેશ પણ યત્ન કર્યો નહીં.

આ પ્રસંગથી હું સમજી શક્યો છું કે, આપ સામાન્ય સંત નથી; પરંતુ યોગનિષ્ઠ મહાત્મા છો. માત્ર ભજનિક નહીં, પરંતુ જેની છાયામાં હિંસક પ્રાણીઓ પોતાનો જન્મસિદ્ધ સ્વભાવ મૂકી અહિંસક બની રહે તેવા યોગી છો. આજે અકસ્માત્ આ પ્રસંગ ઊભો થયો છે માટે કૃપા કરી આપની દિવ્ય શક્તિ દ્વારા આ બાળકને આરામ કરો. નહીંતર ભગવન્, સમાજના નાસ્તિક વર્ગને બોલવાનું મળશે કે, આવાં ખોટાં કુતૂહલ કરનારને ઠીક જ શિક્ષા થઈ છે. મારો પુત્ર પડી જઈને મરણ પામે એ બહુ મોટી વાત નથી; કારણ કે હું જીવન-મરણના પ્રવાહને અનાદિ માનું છું, કાળના વેગને ખાળવા કોઈ જ સમર્થ નથી; પરંતુ દુર્જનો આવા બહાના તળે સંતો, ભજનિકો અને સત્સંગીઓને નિંદે એ વાત હૃદયને ખૂબ જ વલોવે છે. નવ-વિકસિત થતા આ રાજકોટમાં ભજન માટેનો આવડો જંગી સમારંભ આ પહેલો જ છે. તેમાં આજના આ વિઘ્નથી 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' જેવું થશે. તેને સુધારવા આપ સર્વ પ્રકારે સમર્થ છો. હું મારા પુત્રના જીવન માટે નહીં, પણ સત્સંગના પ્રવાહના અને ભક્તિભાવના જીવન-રક્ષણ માટે વીનવી રહ્યો છું; તો કૃપા કરી વણસેલા સમારંભને સુધારી લેશો.'

મહાત્મા રાઘવજી ઠક્કરના ભાવને જોઈ હસી પડ્યા અને બાળકને પોતાની સામે સુવાડ્યું. તેમણે તેના પર પોતાની દૃષ્ટિ સ્થિર કરી. લોકોને તેમાંથી દિવ્ય જ્યોતિ નીકળતી જોવામાં આવી. આ જ્યોતિ બાળકના દેહને આવરી લેવા લાગી. વીસેક મિનિટ એમ ને

એમ પસાર થતાં બાળક સળવળવા લાગ્યો. બીજી દશ મિનિટ જતાં જાણે તે નિદ્રામાંથી જાગે તેમ જાગી ઊઠ્યો. જખમ પણ રુઝાઈ ગયો. જાણે કશું બન્યું જ ન હોય, તેમ તે પોતાના પિતાના ખોળામાં જઈ બેસી ગયો.

ઉપસ્થિત માનવમહેરામણ મહાત્મા નારાયણદાસના નામના જયનાદો સાથે ઊભરાવા લાગ્યો.

આ પ્રસંગ પછી મહાત્માજીના દર્શન માટે શહેરના નાગરિકો-ની ભીડ વધવા લાગી; એટલે યોગીરાજ ગધવજી ઠક્કરની રજા લઈ કનેસરા પધાર્યા.

*

પ્રાતઃકાળનો બાલસૂર્ય પોતાના તેજસ્વી કિરણો વસુધા પર પાથરતો આભના માર્ગે આગળ વધી રહ્યો હતો. રસ્તાઓ શ્રમજીવી-ઓનાં જૂથના જૂથથી ઊભરાવા લાગ્યા. કૃષિકારો પોતાના જીવનધન સમા બળદો સાથે પોતપોતાનાં ખેતરો તરફ જતા હતા. ધરતી ભાતીગળ ચૂંદડી ઓઢી નવું શાસન સ્થાપનાર સૂર્યદેવને વધાવતી હતી. ઘાસ પર પડેલા ઝાકળના બિંદુઓ જાણે સૂર્યને વધાવતાં પૃથ્વીના હાથ-માંથી સાચાં મોતી વેરવિખેર થઈને પડ્યાં ન હોય તેવાં લાગતાં હતાં. આ વખતે મહાત્માજી કનેસરાથી જસદણ તરફ જતા માર્ગ પર જઈ રહ્યા હતા.

પોતે સમર્થ યોગી હોવા છતા તદ્દન અકિંચન રહેતા. કોઈ પણ સ્થૂળ સંપત્તિને વસાવવી કે વધારવી એ તેમના સ્વભાવમાં જ ન હતું. એમનું ધ્યેય હતું કે: **करतल पात्र, तरुवर छाया**–હાથ એ ભોજન અને જલપાનનું પાત્ર અને ઝાડની છાયા એ ઘર.

તેઓ ગૃહસ્થાશ્રમી હોવા છતાં તેમના જીવનનો આદર્શ ત્યાગ જ હતો. બાહ્યાડંબરને તેઓ જરા પણ સ્થાન આપતા ન હતા. સોરઠમાં તેમના કેટલાય દાની, માની શિષ્યો હોવા છતાં રાજરાણાઓ તેમને

પૂજ્ય માનતા છતાં વાહન સુદ્ધાં તેઓ આશ્રમમાં રાખતા ન હતા. કનેસરા આશ્રમ સર્વદા વ્યાસાશ્રમ કે વસિષ્ઠાશ્રમ સમાન રહેતો. તેમનો ગૃહસ્થાશ્રમ યાજ્ઞવલ્કયના આદર્શ પર ચાલતો.

તેઓ એકવાર પગપાળા જ માર્ગ પર આગળ વધી રહ્યા હતા, ત્યારે તેમની નજર દૂર પડેલા એક માનવી પર પડી. તેઓ ત્યાં આવ્યા. માર્ગથી સહજ દૂર પડેલો આ માનવી પગે રાઢીના (હાથા-પગાના) મહારોગથી પીડાતો હતો. તેના મોઢામાંથી વારંવાર હાય-હાયના શબ્દો નીકળતા હતા. આ દસ્ય અને હાયવોયના શબ્દો સાંભળતાં મહાત્માજીનું કરુણ હ્રદય ઘવાયું. તેમનામાં અનુકંપા જાગી-ગોસ્વામીજી કહી ગયા છે તેમ: **संत हृदय नवनीत समाना.**

'ભાઈ! આ વ્યાધિ તને બહુ પીડા આપે છે?' સંતે પાસે આવી તેને પૂછ્યું.

દર્દીએ આંખ ઉઘાડી સામે જોયું અને તે મહાત્માની દિવ્ય પ્રભાથી અંજાયો. તેને વેદના ઓછી થતી જણાવા લાગી. તે બેઠો હતો ત્યાંથી જ નમી બોલ્યો, 'ભગવન્! છેલ્લાં પાંચેક વર્ષથી રાઢીના રોગમાં સપડાયો છું. વ્યાધિ અસાધ્ય થતાં વૈદ્યોએ હાથ ઉઠાવી લીધો. સહુએ નહીં જ મટે એવો મત આપતાં હું ઘરથી ખોડંગાતો ખોડં-ગાતો કોઈ તીર્થસ્થાનમાં અથવા ત્યાં પહોંચાય નહીં તો કોઈ મહાત્માના આશ્રમમાં દેહ પાડવા નીકળ્યો છું.'

'ભાઈ! અહીં તો કોઈ તીર્થ કે મહાત્માનું સ્થાન નથી.' યોગી બોલ્યા.

કોણ જાણે કોઈ અગમ્ય કારણે દરદીને પોતાનું દર્દ મટતું જણાયું. તે બોલ્યો, 'પ્રભુ; અહીંથી થોડા પંથ પર ઘેલા સોમનાથ તીર્થ છે. જો ત્યાં પહોંચાશે નહીં તો કનેસરા ગામે નારાયણદાસજી મહાત્માના આશ્રમમાં જઈશ અને ત્યાં જ આ ભવમાં સાંપડેલ વ્યાધિ સાથે સંતોષથી મરીશ અને પરભવ સુધારીશ.'

'ભાઈ, તારે ઘેલા સોમનાથ કે કનેસરા જવાની જરૂર નથી.

આ દેહનું નામ નારાયણદાસ છે. તારા વ્યાધિનો અવધિ હજુ પાંચ વર્ષનો બાકી છે. પરંતુ તારી શારીરિક અને માનસિક દુર્બળતા જોતાં હું તારા રોગને મારા શરીરમાં ખેંચી લઉં છું; એથી આજથી તારો રોગ મારો રોગ થયો સમજજે!'

'મારા દેવ! શું એક શરીરના રોગ બીજાના શરીરમા જતા હશે?'

'હા ભાઈ, જાય. યોગમાર્ગમાં આવા પરિવર્તનો માટે જોગવાઈ છે; આને સિદ્ધિ કહેવામાં આવે છે. યોગના ઉપાસકો દેહપરિવર્તન સહજમાં કરી શકે છે. તેમાં ભગવાન શંકરાચાર્ય, ગોરક્ષનાથ, મચ્છંદ્રનાથ, જાલંધરનાથ વગેરે પ્રમાણો જાહેર છે.'

આટલું કહી મહાત્માએ દર્દીના માથા પર હાથ મૂક્યો. તે જ ક્ષણે દરદીના દેહ પરથી દર્દ નાબૂદ થયું. તે ઊભો થયો અને ભાવપૂર્વક નારાયણદાસ મહારાજના ચરણમાં નમી પડ્યો.

મહાત્માજીએ તેને ઘેર જવા સલાહ આપી. તેના ગયા પછી મહાત્માજી કનેસરા પધાર્યા. બીજે દિવસે તેમના પગે રાફીનો રોગ દેખાવા લાગ્યો અને તે પૂરાં પાંચ વર્ષ સુધી તેમના પગ પર રહ્યો.

*

ભક્તિયોગ અને વૈરાગ્યથી મહાત્મા નારાયણદાસ ખ્યાતનામ હતા જ; તેમાં રાજકોટનો પ્રસંગ અને રાફીના રોગને પોતાનામાં લઈ લેતાં તેમની કીર્તિ વધુ વ્યાપક બની હતી. જસદણ દરબાર અનેકવાર તેમના દર્શનાર્થે અને આશીર્વાદ મેળવવા આવતા.

યોગમાર્ગના વિદ્યાર્થીઓ થોડો સમય આશ્રમમાં રહી હઠયોગની રીત સમજી મહારાજની કૃપા મેળવીને જતા અને બીજા નવા આવતા.

એક વખતે મહાત્માજી પીપળિયા ગામ પાસેથી પસાર થતા વાડીઓમાં આવ્યા. ત્યાં એમણે કેટલાક પટેલિયાઓને નિરાશ ચહેરે ઉદાસ સ્થિતિમાં બેઠેલા જોયા. આ બધા વાડીઓના માલિક હતા,

તેમણે નારાયણદાસ મહાત્માજીને આવતા જોયા. 'બાપુ પધાર્યા! બાપુ પધાર્યા!' બોલતા તેઓ એમની સામે આવ્યા અને ખાટલો નાખી સન્માન સાથે મહારાજને વડલાના છાંયડે બેસાડ્યા.

'કેમ ભાઈઓ, ઉદાસ કેમ દેખાઓ છો?' મહારાજે વાડીના માલીઓને પૂછ્યું.

'બાપુ, ઉનાળો આવ્યો, ઢોરો માટે લીલું બળવા લાગ્યું; કારણ કે કૂવામાં પાણી ખૂટ્યાં છે. નવાણ નકામાં નીવડ્યાં છે. આખી રાત જવા છતાં પણ આઠદશ ક્યારા પીએ એટલું જ પાણી સવારે કૂવામાંથી નીકળે છે. બાપજી, ઉનાળો કેમ નીકળશે એ જ ચિંતામાં અમે બધા બેઠા છીએ. હવે નવા નવાણ નાખવાં કે વાડીઓને સુકાવા દેવી આ નિર્ણય થતો નથી.'

મહાત્માજીએ પલવારમાં આખીયે પરિસ્થિતિ પારખી લીધી. તેમનામાં મૂગાં પ્રાણીઓ પર અનુકંપા ઉદ્ભવી. તેઓ ઊભા થયા. તેમની પાછળ પટેલિયાઓ ઊભા થયા. મહારાજ કૂવા પાસે ગયા, તો કૂવાને ખાલીખમ જોયો. કોઈ યક્ષરાજના ખુલ્લા મોઢા જેવા ભયંકર કૂવાને જોઈ તેઓ બોલ્યા: 'આમાં તો અખૂટ પાણી ભર્યાં છે. એકાદ હાથ ખોદો એટલે પાણી આવશે.'

ખેડૂતસમાજ બોલ્યો: 'બાપુ! વીસ વીસ હાથ સાંગડાં નાખી જોયાં છે. કાળમીંઢ પથ્થરો વિના કાંઈ આવતું નથી. હવે તો આને ગાળવા મન પણ થાતું નથી. ગયું વર્ષ આખું કૂવા પાછળ બરબાદ કર્યું, પણ કાંઈ જ લાભ મળ્યો નહીં.'

નિરાશ થયેલા નાહિંમત ખેડૂતો કૂવા પાછળ મહેનત નહીં કરે એમ લાગતાં મહાત્માજીએ પોતાની દિવ્ય દૃષ્ટિ કૂવાના તળિયા પર નાખી, થોડી જ વારમાં મહાત્માજીની યોગશક્તિથી તળિયાનાં આવરણો દૂર થયાં અને નીચેથી પાણીનો પ્રવાહ ઊછળતો બહાર આવ્યો. કૂવો પાણીથી ભરાઈ ગયો. ખેડૂતોના હર્ષનો પાર ન રહ્યો. સહુ મહારાજના ચરણમાં નમ્યા.

'ભાઈઓ, આ કૂવા પર ગમે તેટલા કોશ હાંકશો, તોપણ આ વર્ષે આમાંથી પાણી નહીં જ ખૂટે. એથી તમે તમારી વાડીઓમાં વાવેલા રજકાને બચાવી શકશો.'

આટલું કહી મહારાજ ખેડૂતોના કાર્યને સુધારી તેમની જીવન-દોરી સમા કૂવાને સારો બનાવી ત્યાંથી ચાલતા થયા.

કનેસરા કે જ્યાં મહારાજનો આશ્રમ હતો તેનાથી એકાદ માઈલ પર ગાઢ જંગલ હતું. ત્યાંના લોકો એને સેવાવન નામથી ઓળખતા. ત્યાં પ્રથમ મહાત્માઓ રહેતા અને યોગમાર્ગના વિદ્યાર્થી-ઓને અષ્ટાંગયોગનો અભ્યાસ કરાવતા. ત્યાં મહારાજશ્રીના સમયમાં થોડા સંતો રહેતા. તેમાં એક નરહરિ નામે સંત રહેતા. તેમને લોકો નકી મહારાજ નામથી ઓળખતા. નકી મહારાજ પૂરા દંભી હતા. તેઓ સમાધિ ચડાવવાનો આડંબર કરતા. પોતે યોગમાં નારાયણ-દાસજીથી વધુ વિશારદ છે આવી વાતો ફેલાવતા. મહારાજશ્રીના કાને જ્યારે આવી વાતો આવતી ત્યારે તેઓ હસતા અને 'નકી મહારાજ તો મહાત્મા છે' આટલું જ કહેતા અને પોતે જ્યારે તેમને મળતા ત્યારે નકી મહારાજના સન્માનમાં ક્યાશ રાખતા નહીં. દંભી નકી નારણદાસજી મહારાજના વિવેકને નબળાઈનું ચિહ્ન ગણી પોતાની જાતને ઊંચી-યોગનિષ્ઠ ઠરાવતા.

'બાપુ, નકી મહારાજનું મુડદું સેવાવનની જગ્યામાં પડ્યું છે.' એક ખેડૂતે આવી મહારાજને કહ્યું.

'ભાઈ, સાચું કહે છે? તેની કોઈએ હત્યા કરી છે? તેના શરીર પર કોઈ જખમોની નિશાની છે?'

'જી ના, એવું તો કશુંય નથી; પણ જગ્યામાં થોડા કાઠી દરબારો સાંજે આવ્યા હતા, તેમની સામે નકી મહારાજે સમાધિ ચડાવી અને બસ તેઓ ઢળી પડ્યા. ત્યારથી એમ જ છે.'

મહારાજ સમજી ગયા કે મૂર્ખ નકી સમાધિનો દંભ કરતાં વિના સમજણે શ્વાસ રૂંધતાં મરી ગયો હશે.

અને તે જ વખતે નારાયણદાસ જરા પણ સમય ગુમાવ્યા વિના ઊઠીને રવાના થયા.

તેઓ સેવાવનમાં આવ્યા ત્યારે કપડાથી ઢાંકેલું નટીનું શબ પડ્યું હતું. તેની સામે બેત્રણ કાઠી ભાઈઓ ઉદાસ ચહેરે બેઠા હતા. મહારાજે ઢાંકેલા કપડાને દૂર કરી નટીનો દેહ જોયો. તેમને ખાતરી થઈ કે, હજુ પ્રાણ બ્રહ્મરંધ્રમાં છે, એટલે આજુબાજુમાંથી સૂકાં લાકડાં મંગાવી પાણી ગરમ કરાવી નટીના માથા પર ધાર કરાવી. પછી ઠંડું પાણી રેડાવ્યું. ફરી પાછું ગરમ પાણી નાખ્યું.. આમ કરતા ધીમે ધીમે બ્રહ્મરંધ્રમાથી પ્રાણ નીચે આવવા લાગ્યો. પછી પોતાની યોગશક્તિથી એમણે નટીને પૂર્વવત્ બનાવી દીધો. બાર કલાક થયાં શબની જેમ પડેલો, મૃત્યુ પામેલ મનાયેલો નટી જીવી ગયો. નટી મહારાજ યોગીરાજના ચરણમાં નમી, 'મારી ભૂલ થઈ, મેં આપની ઈર્ષા કરી, આપના જેવા બનવા ખોટી રીતે, વણસમજ્યે સમાધિ ચડાવવાનો દંભ કર્યો' એમ કહી તે મહારાજનો શિષ્ય બની ગયો.

આ ઘટના પછી પેલા કાઠીભાઈઓ ગઢડા ગયા. તે વખતે ત્યાં સ્વામીનારાયણ પંથના સ્થાપક સહજાનંદ સ્વામીની હાજરી હતી. તેમને ત્યાં સમાધિ પ્રકરણ જોરથી ચાલતું હતું. તેમણે નારાયણદાસજીના યોગની વાત સાંભળી. તેમણે થોડા સાધુઓની સાથે મુક્તાનંદ સ્વામીને કનેસરા જોવા મોકલ્યા.

એક દિવસ નમતા પહોરે સ્વામી શ્રી મુક્તાનંદજી કનેસરા આવ્યા. મહારાજે તેમનું ઉત્તમ આતિથ્ય કર્યું અને તેમની સાથે ખૂબ ભાવથી મળ્યા. સ્વામીએ તેમને આવવાનું કારણ જણાવ્યું અને કહ્યું કે, 'અમારા ગુરુવર્ય માને છે કે, ગૃહસ્થાશ્રમમાં રહેનાર માનવી યોગમાર્ગમા પારંગત થઈ શકે જ નહિ.'

'સ્વામીજી!' નારણદાસજી બોલ્યા, 'એ કેવળ ભ્રમ છે. અનેક ગૃહસ્થાશ્રમી યોગમાર્ગીઓ આજ સુધીમાં થઈ ગયા છે અને ભાવિમાં થશે. યોગ અને ગૃહસ્થધર્મને પરસ્પર વેર નથી. ગૃહસ્થાશ્રમીને યોગ

સાધતાં સાધતાં ક્ષતિ આવતી નથી.'

'અમારા મહારાજ બીજાને સમાધિ ચડાવી આપે છે. આપ તેમ કરાવી શકો છો?' સ્વામીએ પ્રશ્ન કર્યો.

'હાજી,' મહારાજે કહ્યું, 'એ તો તદ્દન સહજ વાત છે. આપણે આ પ્રયોગ હમણાં જ કરીએ.' આમ કહી સ્વામી સાથે આવેલા એક માણસ પર તેમણે દિવ્ય ભાવે દૃષ્ટિ કરતાં તેને સમાધિ ચડી ગઈ. તે સ્થિર થયો. તેને એકાદ કલાક સમાધિમા રાખી ફરી સમાધિ ઉતારી. તે માણસ જાગ્યો અને સમાધિમાં પોતાને એક મહાત્માનાં દર્શન થયાની વાત જણાવી.

સ્વામી મુક્તાનંદજી બીજે દિવસે ત્યાંથી રવાના થયા અને ગઢડે આવી સ્વામીશ્રી સહજાનંદ મહારાજ પાસે નારાયણદાસજી પરમ યોગી છે એ સંબંધી બધી હકીકત કહી અને સાથે ઉમેર્યું કે, 'તેઓ આટલા મહાન છતાં સંતોના દાસ થઈને રહે છે.'

આજ પણ સેવાવન અંને પેલો કૂવો હયાત છે અને પોતાના અખૂટ જલરાશિ દ્વારા મહારાજશ્રી નારાયણદાસજીના ગુણો ગાઈ રહ્યો છે તથા તેનું પાણી પીનારને યોગસિદ્ધિનો પ્રતાપ બતાવી રહ્યો છે.

યોગેશ્વર નારાયણદાસજીએ પૂરાં સો વર્ષ પોતાના દેહને ભૂતલ પર રાખ્યો. તેઓ જીવ્યા ત્યાં સુધી પૂરા સશક્ત રહ્યા. તેમણે અનેક ભજનો લખ્યાં છે, જે 'નારાયણ-ભજનસાગર' નામે ગ્રંથમાં સંગ્રહાયાં છે. મહારાજે 'નારાયણવિલાસ' નામે સુંદરવિલાસની શૈલીનો ગ્રંથ વ્રજભાષામાં લખ્યો છે. તેમણે બીજો એક મોટો 'તુલરાયન' નામનો ગ્રંથ વ્રજ-અવધ ભાષામાં લખેલો છે. આ ગ્રંથ અનેક છંદોથી સભર ભર્યો છે. તુલરાયન રામાયણની શૈલીનો, દશ હજાર લીટીનો બૃહદ ગ્રંથ છે. એમાં કાવ્યના બધા ગુણો રહેલ છે. ઉત્કૃષ્ટ ઉત્પ્રેક્ષાઓ, શ્લોકો વગેરે તેમાં પદે પદે જણાય છે. આ ગ્રંથ જાહેરમાં આવશે ત્યારે ભાષાભક્તો અને રામદેવજી મહારાજના અનુયાયીઓને ખૂબ જ ગમી જશે.

મહાત્માજી સાકેતવાસી થયા ત્યારે તેમની પાછળ ધર્મદાસ નામે

સુત્ત પુત્ર મૂકી ગયા હતા. ધર્મદાસજી પિતાનાં
પણ સાભળનાર વર્ગ તેમને યાદ કરનાં પ્રશ
'મોરલો અમર લોકથી આવ્યો,' 'મોર તું
લાવ્યો ?' વગેરે ભજનો સૌરાષ્ટ્રના ભજનિકોમાં

મહાત્મા નારાયણદાસના પૌત્ર
જસદણમા રહે છે. મહાત્મા નારાય
પાસે છે.

## ૧૨ : સિદ્ધ ૫

ગામની ભાગોળે સુંદર ઘાટીલી
વાવ હતી. વાવને માથે જનેતાના બે
વડલો ઊભો હતો. ઉનાળાના દિવસો હ
એક નાનો કાફલો ઊતર્યો હતો. કાદ
પટગૃહ (તંબુઓ), બાળકો, સ્ત્રીઓ

નમતે પહોરે તમામ યાત્રીઓ
હતાં. બાળકો વાવ પાસે નિર્દોષ ભાવે
બળદો માટે ચારો ખરીદવાના કા
આવવાની વેળા થવા આવી હતી.

ગુજરાતના બેચાર વણિક કુટુ
આ કાફલો તેમનો હતો. કાફલા
વ્યાપારીઓ, વસવાયાં વગેરે નીકળતાં ન
ઊભાં રહેતાં અને ફરી શુષ્ક ભાવે નજર

એક પ્રૌઢ હરિજન કાફલા પાસે ર
હતું. જાતે વણકર, પણ સાધુ થયા પછી
ભજનો બનાવતો અને ગાતો. તેનો સ્વર
સાંભળનારને પોતાના તરફ ખેંચી લે

અધ્યાત્મભાવથી ભરેલાં જ હોય. ભજનના બદલામાં તે કાંઈ માગતો નહીં, કોઈ જમવાનો આગ્રહ કરે તો જમતો પણ નહીં.

તેનું મૂળ વતન વાંસાવડ તરફ કહેવાતું. અહીં તો છેલ્લાં દશેક વર્ષ થયાં આવ્યો હતો. છતાં હજુ સુધી ઘર બનાવ્યું ન હતું. ક્યાં જમતો, ક્યાં સૂતો એ કોઈ જાણતું ન હતું. વણકર જાતિનો હોવાથી ઉજળિયાતોને તો તેના વિશે જાણવાનો જરાય રસ ન હતો. તેનાં ભજનો હોય ત્યારે કોઈ કોઈ સાંભળવા જતા અને દૂર બેસી સાંભળી મોડી રાતે ઘેર જતા. આથી વધારે તેમનાં તરફ કોઈને મમતા કે ખ્યાલ ન હતો; છતાં તમામ લોકહૃદયમાં પાલન સજ્જન છે, જ્ઞાની છે એવી છાપ તો હતી જ.

પાલન પાદરમાં પડેલા કાફલા પાસે આવ્યા. 'આપ સહુ કુટુંબ સાથે ક્યાં જઈ રહ્યા છો?' આમ દૂર બેસીને તેમણે પૂછ્યું.

કાફલાનો આગેવાન પાલન પાસે આવ્યો અને તેણે સામેથી પ્રશ્ન કર્યો, 'તમો કોણ છો?'

'વણકર છું, ભાઈ!' પાલને પોતાની જાતિ કહી.

વણકર શબ્દ સાંભળતાં જ પૂછનારના ચહેરાનો ભાવ બદલાઈ ગયો. તેની આંખોમાં ઘૃણા દેખાવા લાગી. તે ઊભો હતો ત્યાંથી બે કદમ પાછળ હઠી ગયો.

કાફલાવાળા ભાઈ પોતાના તરફ વણકર જાણી અભાવો લાવી નિરાદરભરી નજરે જોઈ રહ્યા છે આ સ્થિતિ પાલનથી અછતી ન રહી; છતાં મનમાં તે હસી પડ્યો. થોડીવાર મૌન રહી બોલ્યો: 'ભાઈ! હું વણકર છું એથી માનવી મટી જતો નથી. વર્ણવ્યવસ્થા પ્રમાણે હું હીન ગણાતો હોઉં તેથી મારે ઉચ્ચ વર્ણ પર ભાવ રાખવાનો અગર ઉચ્ચ વર્ણે મારા પર ભાવ રાખવાનો હક્ક જતો રહેતો નથી. હું આપ તરફના ભાવને લીધે પૂછી રહ્યો છું કે આપ ક્યાં જઈ રહ્યા છો?'

કાફલાનો આગેવાન સમજદાર હતો. તેને પાલનના શબ્દોમાં ઓજસ

દેખાયું; છતાં લાંબા સમયના સંસ્કારબળે વણકર તે વણકર જ. તેનો આદર ઉજળિયાતથી થાય નહીં આવા ભાવના વેગમાં એ આગેવાન ખેંચાઈ ગયો, આથી તેને જવાબ આપવો યોગ્ય જણાયો નહીં. એટલે તે વાત પર પડદો નાખવા બીજી જ વાત કરતાં આગેવાન બોલ્યો : 'તમારી વાત સાચી છે, ભાઈ! પણ ઉચ્ચ–નીચના ભેદ તો છે જ, આપણાથી તે થોડા જ મટે છે?'

'આપ કોણ છો?' પાલને બોલનારને પ્રશ્ન કર્યો.

'આ મારા યજમાન છે. તમામ શેઠિયાઓને યાત્રાએ લઈ જઈ રહ્યો છું, જાતે શ્રીમાળી બ્રાહ્મણ છું.'

'ભૂદેવ! તમારામાં ક્ષત્રિય અને વૈશ્ય કરતાં સાત્ત્વિકતાની વધુ આશા રાખી શકાય. આપને કોઈ પૂછે કે, દેહમાં જાતિપણું છે કે આત્મામાં? ત્યારે આપ શો જવાબ આપો? જો દેહમાં કહો તો બ્રાહ્મણના દેહને મરણ પછી પણ બાળનાર બ્રહ્મહત્યારો ગણાય, કારણ કે દેહ બ્રાહ્મણ છે' એમ નહીં કહેતાં જીવને બ્રાહ્મણ કહેશો તો ગમે તે જન્મે જીવ બ્રાહ્મણનો બ્રાહ્મણ જ રહેવાનો. આમ થાય તો સ્વર્ગ, નરક અથવા ચોરાશી લાખ યોનિઓના ભ્રમણની વાતો જૂઠી જ પડવાની. ત્યારે આપણાં શાસ્ત્રો તો જીવ માટે કહે છે કે,

**जीवस्तु खलु चेतनस्वभावः तस्येच्छादयो धर्माः।**

અર્થાત્ જીવચેતન સ્વરૂપ છે; સુખ, દુઃખ, ઇચ્છા, જ્ઞાન, પ્રયત્ન વગેરે એના ધર્મો છે.'

એક વણકર સાધુના મોઢામાંથી શુદ્ધ સંસ્કૃતમાં થતી દલીલો સાંભળી પેલા ભૂદેવ તો આશ્ચર્યમાં ડૂબી ગયા. તેમને લાગ્યું કે, હું માનવસૃષ્ટિમાં ઇન્દ્રજાળ જોઈ રહ્યો છું કે શું? તેણે પાલન તરફ ભાવભરી આંખે જોયું. વણકર હસી રહ્યો હતો.

પાલન બોલ્યો : 'આપને મારી વાતો સાંભળી આશ્ચર્ય થતું હશે, થાય જ. અમારા અછૂત સમાજ માટે આવા વિચારો અને સંસ્કૃત ભાષા અછૂત ઠરાવેલ છે. અમારાથી જ્ઞાન સંબંધી વિચારો

થાય જ નહીં. આવા રૂઢ ભાવો વચ્ચે ઊછરેલ આપને આશ્ચર્ય થાય જ. આમાં મને જરાય આશ્ચર્ય થતું નથી.'

'તમારું નામ,?' ભૂદેવે પૂછ્યું.

'આ શરીર પાલન નામે ઓળખાય છે. આપને દ્વારકા જવાનું છે, ખરું ને?'

'હા, ખરું છે. અમે ત્યાં જઈ રહ્યા છીએ. આશ્ચર્યની વાત છે કે, તમે એ કેવી રીતે જાણી શક્યા કે અમો દ્વારકા જઈ રહ્યા છીએ?'

'આ બધું અવસર આવતાં કહેવાશે. મારે જવાનો સમય થયો છે. ફરી આપણે મળીશું.' આમ કહી મસ્ત પાલન ઊઠી રવાના થયો. ભૂદેવ અને દૂર રહી સાંભળતા થોડા કાફલાના શેઠિયાઓ આશ્ચર્ય અનુભવતા તેની પીઠ પાછળ જોઈ રહ્યા.

*

પાલનના પિતાનું નામ આલો હતું. આલો ગૃહસ્થ હતો. ઘેર દસબાર સાંઢો રાખતો. આજુબાજુમાં તેની વણકરી વખણાતી. પાલો તેનો એકનો એક દીકરો હતો. તે પુત્રને રૂડી રીતે ઉછેરતો હતો. પાલન દશ વર્ષનો થયો ત્યારે તેના માતાપિતાના હર્ષનો પાર ન હતો. તેના લગ્ન માટે તૈયારી થવા લાગી, પરંતુ વિધિનું નિર્માણ જુદું જ હતું. એક વર્ષના અંતરે માતા–પિતા બન્ને પરલોકવાસી થયાં. માલમિલકત અને ધન નજીકના સંબંધીઓ ઉડાવી ગયા. બાળક પાલો અનાથ થઈ ગયો. તેણે એકાદ વર્ષ સંબંધીઓને ત્યાં જે મળ્યું તે ખાઈ ગુજાર્યું. આખરે તેને શ્રીહરિના આશ્રયે જીવન જીવવાનો સમય આવ્યો. બાળક પાલો અનાથ દશામાં અહીંતહીં ભટકવા લાગ્યો.

એક વાર ફરતો ફરતો તે ગોપના ડુંગરે આવ્યો. આ વખતે તેની ઉંમર પંદર વર્ષની થઈ હતી. ત્યાં તેને કચ્છમાં મત્સ્યેન્દ્રનાથના અવતાર ગણાતા, નાથસંપ્રદાયના આગેવાન મહાત્મા સિદ્ધ ધોરમનાથનાં દર્શન થયાં. મહાત્મા ધોરમનાથજી યોગવિદ્યામાં અને ધાતુઓના

મારણ–શોધનના અદ્વિતીય જાણકાર હતા. સમસ્ત કચ્છ તેમને પૂજતો. અતિલોકાદરથી નિત્ય રહેતી લોકોની ભીડથી થાકી મહાત્મા ધોરમનાથ ગોપના એકાંત ભાગમાં સમાધિનો આનંદ માણવા આવ્યા હતા. પાલન તેમની સેવામાં લાગી ગયો. તે દૂર રહી મહાત્માનાં દર્શન કરતો. મહાત્મા ધોરમનાથજી સમાધિમાંથી જાગ્રત થયા હોય ત્યારે ધૂણી માટે કાષ્ઠો લાવી આપતો.

'બેટા, દૂધ જોઈએ. બાજુના ગામમાંથી લઈ આવ.' એક વાર ધોરમનાથજીએ પાલનને આજ્ઞા કરી.

બે હાથ જોડી નમ્રભાવે પાલન બોલ્યો: 'મહારાજ, દાસનું શરીર વણકરના ઘરમાં અવતર્યું છે. લોકો મને અસ્પૃશ્ય માની અડકતા નથી. આપને માટે દૂધ લાવી આપવા કમનસીબ પાલન લાચાર છે. ક્ષમા કરજો.'

પાલનની ભાવભરી વાણી સાંભળી નાથજી પ્રસન્ન થયા અને બોલ્યા: 'બેટા, છૂતાછૂતના ભેદો જગતમાં ભલે હોય, અમારા યોગમાર્ગમાં તેને સ્થાન નથી. અમર વારુણી પીનારા અલખના બંદાઓ આવા ભેદવાદથી પર હોય છે. આવ આવ, અહીં આવ, તારું નામ?'

'ભગવન્, મારું નામ પાલન!'

'બેટા પાલન! नायं कदाचिदुत्पन्नो न विनश्यतीति–આત્મા સર્વદા ઉત્પત્તિ–વિનાશથી રહિત છે. સર્જન કે વિસર્જન જેને સ્પર્શી શકતું નથી એવા અમરતત્ત્વના નિવાસસ્થાન માટે છૂતાછૂત ભાવો અલ્પજ્ઞોમાં ભલે હોય, યોગીઓમાં તે સંભવે નહીં. સર્જ્ય તે જ વિનાશ પામે. આત્મતત્ત્વ આવા ભાવોથી સર્વદા રહિત છે. ભારતનાં તમામ દર્શનશાસ્ત્રો એમ માને છે. જો કોઈ પંડિત આત્માને નાશવાન માને તો તેના કથનમાં 'कृतहानिः अकृताभ्युपगमप्रसंगात् न युक्तमिति। કરેલાં કર્મોનાં ફળ ભોગવવાનાં ન રહે અને ન કરેલાં કર્મો ભોગવવાનું આવી પડે.' આથી આત્માને અનાદિ માને છે. આ બધી અટપટી વાતો તારી સમજમાં અત્યારે નહીં આવે, અધિકાર વધતાં સમજાશે.'

આમ કહી પાલનને તેમણે દીક્ષા આપી અને તેને યોગમાર્ગ બતાવ્યો.

પૂર્વનો યોગભ્રષ્ટ સંસ્કારી આત્મા પાલન ટૂંક સમયમાં હઠ-યોગની સમગ્ર પ્રક્રિયામાં નિપુણ બન્યો અને મહાત્મા ધોરમનાથજીની કૃપાથી પરમ સિદ્ધ બની ગયો. સમય થતાં ધોરમનાથજી પાછા કચ્છમાં ચાલ્યા ગયા. પાલન સૌરાષ્ટ્રમાં ભ્રમણ કરવા લાગ્યા.

પેલા યાત્રીઓ પાસેથી દૂર ગયા પછી મહાત્મા પાલનદેવને તેમના જ વિચારો આવવા લાગ્યા. તેમને યાત્રીઓનું ભાવિ બૂરું જણાયું. દ્વારકાનો રસ્તો ત્યારે વિષમ જણાતો. ત્યાં વાઘેર લોકોનો ભારે ભય અને ત્રાસ હતો. એ લોકો તે દરિયામાર્ગે ચાંચિયાગીરી અને જમીનમાર્ગે લૂંટ ચલાવતા હતા. તે વખતે એ માર્ગે થઈ જનાર એક પણ યાત્રી કે વ્યાપારી પોતાનું સર્વસ્વ ગુમાવ્યા વિના સલામત દ્વારકા જઈ શકતો નહીં અથવા ઓખામંડળથી બહાર આવી શકતો નહીં. વાઘેરોને લોકો કાબા કહી ઓળખાવતા. ઓખામંડળમાં ચાવડા રજપૂતોનું રાજ્ય ગયા પછી વાઘેરો, વાઢેરો અને પરદેશીઓ આમ ત્રણ સત્તાઓ વચ્ચે સાઠમારી ચાલતી હતી. ઘણીવાર યાત્રીઓને જીવનથી હાથ ધોઈ નાખવા પડતા હતા. ગુજરાતનો આ સંઘ દ્વારકા જાય તો સલામત રીતે પાછો ફરે એ તે વખતના સંયોગો પ્રમાણે કલ્પનાં બહારની વાત હતી.

દયામૂર્તિ પાલનદેવનું હૃદય કરુણભાવથી ભરાઈ આવ્યું. તેમણે કોઈ પણ ઉપાયે સંઘને વિપત્તિમાંથી ઉગારવાનો પાકો નિશ્ચય કર્યો. ધર્મઘેલા ગુજરાતીઓ સમજાવવાથી સમજી પાછા ફરે એ તદ્દન અસંભવિત હોવાથી પાલને તેમને સિદ્ધિના બળે ઉગારવાનો નિર્ણય કર્યો. જોકે ગુરુ ધોરમનાથજીની આજ્ઞા હતી કે, યોગસિદ્ધિ એ કોઈ કીર્તિ કમાવાનું સાધન નથી. આથી યોગીજનોએ તેનો ઉપયોગ ન છૂટકે જ કરવો. આ પ્રસંગ તેવો જ હતો. સમજાવટથી કામ સફળ થવાની સંભાવના ન હતી. જો સંઘ દ્વારકા જાય તો બાળકો, જાન

અને ધન ગુમાવ્યા વિના રહે તેમ ન હતું

ભગવાન ભાસ્કરદેવનો ઉદય થયા પહેલાં પાલનદેવ નિત્યકર્મથી પરવારી વણકરવાસમાં એક ઓટલા પર બેઠા હતા ત્યાં બે સિપાઈઓ આવ્યા. એમણે વેઠ માટે લઈ જવા એક મહેતરને બોલાવ્યો. ગઢ ગામમાં રાજદાર આવ્યા હતા. તેમના ઘોડા માટે ઘાસ લાવવાનું હતું. મહેતરવાસના મુખીએ પાલનદેવ બતાવી કહ્યું, 'આ ભાઈ વણકર છે. આવ્યા ત્યારથી કાંઈ દિવસ વેઠ કરતા નથી. ભજનો ગાય છે અને વાસમાં જ્યાં મળે ત્યાંથી ખાઈ લે છે. શરીર તગડા જેવું છે. એને આજે વેઠે લઈ જાઓ. વાસમાંથી બીજું કોઈ આવે તેમ નથી.'

જડભરતને રહુગણે પાલખીએ જોડ્યા હતા, તેમ સિપાઈઓએ સિદ્ધ પાલનદેવને વણકર જાણી વેઠે લીધા અને એક પટેલના વાડામાં જઈ ત્યાંથી ઘાસની ભારી બંધાવી તેમની પાસે ઉપડાવી.

આગળ સિપાઈઓ અને પાછળ પાલનદેવ ચાલતા હતા. માથે ઘાસના પૂળાનો ભાર હતો. તેઓ યાત્રીઓના ઉતારા પાસેથી નીકળ્યા. આ વખતે યાત્રીઓ સામાન બાંધી આગળ સફર ખેડવાની તૈયારી કરતા હતા. તેમાંથી કોઈની નજર પાલનદેવ પર પડી. તેણે એક અજાયબ જેવી ઘટના જોઈ. પાલનદેવના માથા પરથી ઘાસની ભારી એક હાથ અદ્ધર હતી! એકે બીજાને અને બીજાએ ત્રીજાને બતાવ્યું. લગભગ તમામ યાત્રીઓએ તે જોયું. તેમણે પોતાના ગોરને બતાવ્યું. ગોરે તેમને સિદ્ધપુરુષ માન્યા અને આજે આગળ વધવું નથી એમ કહી સહુને રોક્યા.

માથા પર ઘાસની ભારી અદ્ધર હતી તે યાત્રીઓ સિવાય ગામના સિપાઈઓ કે રાજદાર કોઈએ જોઈ નહીં. પાલન ભારી નાખી પાછા ફર્યા ત્યારે યાત્રીઓ તેમની આગળ આવી ચરણમાં પડ્યા અને ગઈ રાતે કરેલ અવિવેકી વર્તન માટે ક્ષમા યાચી ઉપદેશ આપવા પ્રાર્થના કરી.

'ભાઈઓ, હું પણ તમારા જેવા જ પંચભૌતિક દેહવાળો છું

છતાં જો તમે મને તમારાથી શ્રેષ્ઠ માનતા હો તો દ્વારકા જવાનું અહીંથી જ બંધ કરી ઘેર પાછા જાઓ; કારણ કે ત્યાંનો માર્ગ વિષમ છે. રસ્તામાં વાઘેરોનો ત્રાસ અસહ્ય છે. યાત્રાનો લહાવો લેવા જતાં સર્વસ્વ ગુમાવવું પડશે.'

સંઘના મુખીએ કહ્યું: 'આપનું કથન સત્ય માની અમે દ્વારકા જવાનું બંધ રાખીએ; પરંતુ દર્શન કરવાની અમારી ઉત્કટ ઇચ્છા અમને તેમ કરતાં અટકાવે છે. એથી ગમે તે ભોગે દ્વારકાનાથનાં દર્શન કરવાનો અમારો દૃઢ નિશ્ચય છે. कार्यं साधयामि वा देहं पातयामि।'

'તમોને દ્વારકાધીશ અહીંયાં જ દ્વારકા સાથે જ પોતાના સ્વરૂપનાં દર્શન આપે તો પછી ત્યાં જવાની જરૂર છે?' પાલનદેવે કહ્યું.

'જો એમ બને તો ત્યાં જવાની જરૂર નથી, કારણ કે અમે દ્વારકાના સાગરના અને રણછોડરાયનાં દર્શન માટે જ ઘેરથી નીકળ્યાં છીએ.'

'વારુ ત્યારે, હું સંધ્યા થતાં આવીશ અને ત્યારે તમોને શ્રી હરિધામ દ્વારકા, હરિ અને હરિનું શયનસ્થાન-સાગરનાં દર્શન થશે.' આમ કહી પાલનદેવ મહેતરોના વાસ તરફ ચાલતા થયા. યાત્રીઓ આશ્ચર્ય સાથે મધ્યાહ્ન ભોજન પતાવી સંધ્યાની રાહ જોતા બેઠા. આજનો દિવસ યાત્રીઓને કોઈ પણ દિવસ કરતાં વધુ મોટો જણાયો. સંધ્યા થતાં પાલનદેવ આવ્યા. તેમની આંખોમાં દયા હતી, ચાલમાં મસ્તી હતી અને ચહેરા પર તેજનાં વર્તુલ ભાસતાં હતાં. તેમણે બધા યાત્રીઓને પોતાની સામે બેસાડ્યાં અને યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ અને સેવકો સહુને એકી સાથે પોતાની યૌગિક શક્તિથી સમાધિસ્થ કર્યાં. સૌએ સાગર, ગોમતી, દ્વારકા, દેવાલય અને દ્વારકાધીશનાં દર્શન કર્યાં. હડમતિયાના પાદરમાં પાલનદેવ સામે બેઠાં છીએ એ વાત તો બધાં તદ્દન વિસરી ગયાં. તેઓ એમ જ સમજવા લાગ્યાં કે આપણે દ્વારકા આવ્યાં છીએ અને યાત્રા કરી રહ્યાં છીએ.

આ અપૂર્વ દૃશ્ય સૌએ ધરાઈને જોયું પછી તેમની સમાધિ ઊતરવા લાગી. શુદ્ધિમાં આવતાં બધાંને ખ્યાલ આવ્યો કે આપણે

હડમતિયા ગામના પાદરમા વાન પાસેના વડલા તળે બેગ છીએ અને આપણી સામે પાનનદેવ છે હતા એ સાથે તેમની દ્વારકાની સ્મૃતિ પૂરેપૂરી જળવાઈ રહી

તમામ યાત્રીઓ પાલનદેવના ચરણમા નમી બોલ્યા 'અમોને સમાધિમા દ્વારકા, દ્વારકાધીશ અને સાગરના સાક્ષાત્ દર્શન કરાવનાર દેવ! આપ અમારા ગુરુ બની અમને ભાગ્યશાળી બનાવો

પાલનદેવે કહ્યુ 'ભાઈઓ, મે તમને દ્વારકાના દર્શન શિષ્યો બનાવવા માટે નથી કરાવ્યા તમારો, મારો અને આખાય વિશ્વનો ગુરુ ભગવાન છે તમે માર્ગમા લૂટાઈ જાઓ, મારો પણ સાથ, લૂટારુઓ તમને બદીવાન બનાવે કે મૃત્યુની શિક્ષા પણ કરે આવા નામમાથી બચાવવા માટે મે તમને સમાધિ ગની, તમારી મનોભાવના પૂર્ણ કરી છે ગુરુકૃપાએ મળેલ સિદ્ધિનો ઉપયોગ કીર્તિ વા દ્રવ્ય કમાવા માટે કરતો નથી હવે આપ સર્વે સુખપૂર્વક તમારા વતન જવા જાના થાઓ'

'ભગવન્! એક યાત્રી બોલ્યો, 'આપનો દેહ વણકરનો હોવાથી આપને શાસ્ત્રીય જ્ઞાન મળવુ તદ્દન અસભવ ગણાય છતા આપ આટલુ ઉચ્ચ જ્ઞાન સંસ્કૃત ભાષા સાથે શી રીતે મેળવી શક્યા?

આ સાભળી પાનનદેવ હસી પડ્યા અને થોડીવાર રહી ગભીર ભાવે બોલ્યા 'ભાઈ! बाह्याभ्यन्तरभेदात् शक्तिर्द्विविधा। બાહ્ય અને આન્તરિક આવા ભેદથી શક્તિ બે પ્રકારની છે આ બન્ને શક્તિઓ મનુષ્યમા જ્યા સુધી અલગ અલગ કામ કરતી રહે છે ત્યારે માનવી અજ્ઞાની રહે છે બાહ્ય શક્તિને વિકસાવવા બાહ્ય ઉપાયો યોજવા પડે છે, જેવા કે વિદ્યાભ્યાસ, મલ્લની રમત યા એવી જ અનેક ક્રિયાઓ પરતુ આ બન્ને શક્તિઓ કોઈ વિશેષ નિયમને આધીન થઈને એક ભાવને પામે છે ત્યારે દ્વૈતભાવ ત્યક્ત સપૂર્ણ બને છે જ્યા જ્યા શક્તિઓનું આવુ ઐક્ય હોય છે, ત્યા ત્યા તેમને અલગ અલગ

ખીલવવાના યત્નો કરવા પડતા નથી. આવી અભિન્ન શક્તિથી સંપન્ન સાધક ભણ્યા વિના પણ બધું જાણી શકે છે. આત્મા અનેક યુગાન્તરથી એક જ છે. તેના જ્ઞાનને આવરણો સંકુચિત કરે છે. આવાં આવરણો બાહ્ય અને આંતરિક શક્તિના ઐક્યથી દૂર થાય છે, એટલે આત્માની જ્ઞાનશક્તિ આપોઆપ દેખાય છે. મારે માટે પણ તમારે આમ જ સમજવાનું છે.'

યાત્રીઓ પાલનદેવના શબ્દોથી પરમ આનંદ પામ્યા અને દ્વારકા જવાનું બંધ રાખી ઘર તરફ રવાના થયા.

ગામલોકોમાં પાલનદેવની સિદ્ધિની વાતો ફેલાવા લાગી.

યાત્રીઓના ગયા પછી તેમને દ્વારકાનાં દર્શન થયાં એ વાતોને પાંખો આવી અને પાલનદેવને સિદ્ધ માની અનેક લોકો પોતાની ક્ષુદ્ર વાસનાઓની પૂર્તિ માટે તેમની આગળ આવવા લાગ્યા. આવા લોકોથી પાલનદેવ કંટાળી ગયા.

પોતાનો દેહ છોડવાનો સમય સમીપ જાણી પાલનદેવે હડમતિયા ગામથી પૂર્વ તરફ સમાધિ ગળાવી, ધ્યાનસ્થ થઈ તેમાં બેસી ગયા.

પાલનદેવના સમાધિસ્થાન પર આજે પણ સુંદર સમાધિમંદિર છે. હરિજન પૂજારી તેમની સમાધિની પૂજા કરે છે. ગુજરાતમાંથી યાત્રાએ આવેલા પેલા વૈષ્ણવોના વંશજો અહીં દર વરસે યાત્રાએ આવે છે અને પાલનદેવ તરફ પોતાનો ભક્તિભાવ વ્યક્ત કરે છે.

આજુબાજુની ગ્રામ્ય પ્રજા તેમની સમાધિની તિથિએ દર વરસે મેળો ભરે છે. તેમાં ભેદભાવને સ્થાન અપાતું નથી.

હડમતિયા ગામ મોરબીથી દક્ષિણમાં છે. પાલનનું હડમતિયા એ નામે પણ તે ગામ ઓળખાય છે.

# ૧૩. સિદ્ધ ત્રિકમસાહેબ

રામકબીર મતના દીક્ષિત ભાણસાહેબ, રવિસાહેબ, ખીમસાહેબ જેવા મહાત્માઓ યોગ, ભક્તિ, જ્ઞાન અને સિદ્ધિઓના પ્રભાવે સોરઠ, કચ્છ અને ગુજરાતને ચેતાવી ગયા હતા તે સમયમા સિદ્ધ ત્રિકમ સાહેબનો જન્મ હરિજનોના ગુરુ—જેને વણકર મહેતરો ગરોડા કહે છે—તેના ઘરમા થયો હતો ખૂબ જ નીચલા થરના સમાજમા જન્મ થવાને લીધે ત્રિકમસાહેબને અક્ષરજ્ઞાનથી વચિત રહેવુ પડ્યુ

બાપને ત્યા ખેતી હોવાથી [illegible] વર્ષની ઉમર થતા ત્રિકમ ખેતીના રખવાળામા જવા લાગ્યો નાનપણથી જ ભજનો સાભળવાનો તેમને રસ હતો એટલે જ્યા જ્યા ભજનો થાય ત્યા ત્યા પહોચી જતા રાતભર ભજનો સાભળે અને દિવસે ખેતરની રખેવાળી કરે તેમના ખેતરની સામે ડુગરની નાની હારમાળા હતી તેમા કોઈ કોઈ વખતે મહાત્માઓ આવતા અને તળેટીમા નાની સગવડવાળી ગુફાઓ હતી તેમા રહેતા બાળક ત્રિકમ દરેક મહાત્માની સેવા કરતો

એક વખત એક મહાત્મા આવ્યા અને લાગલાગટ ચાર છ વર્ષ રહ્યા તે ભોજનમા અનાજ લેતા જ ન હતા, માત્ર વનસ્પતિના પાદડા ખાતા તેમને પોષણ મળે તેવા પાદડા ત્યા મળતા એટલે તેઓ ત્યા ટકી ગયા ત્રિકમ તેમના સગમા રહેવા લાગ્યો ઘણીવાર દિવસોના દિવસો સુધી ઘેર આવે જ નહી માતા–પિતા શોધવા નીકળે ત્યારે બાવાજીની ગુફામાથી મળી આવે

'ગુરુદેવ! આ સસાર ગમતો નથી અહીયાથી નાસી જવાનુ મન થાય છે' ત્રિકમે ગુરુને કહ્યુ

'ત્રિકમ! તુ ક્યા જઈશ? તમામ સ્થાને સસાર જ છે એક ઘર મૂકી નવુ ઘર ઊભુ કરવુ પડશે જાતિ મૂકી સપ્રદાય કે પથમા ભળવુ, પિતા મૂકી ગુરુ ધારણ કરવા, ગામ મૂકી મઠમા રહેવુ આ બધુ સરખાજે એકનુ એક જ છે આજે ત્યાગની વાતો કરનાર ત્યાગના

નામે તૂત કરે છે. જો તારે શાંતિ મેળવવી હોય તો લે, હું તને આ મંત્ર આપું છું, તેનો જપ કર. જપના પ્રતાપે તારા હૃદયમાં શાશ્વત શાંતિ પ્રકટશે; ઉકળાટ શમી જશે અને જ્યાં ત્યાં દોડી જવાની ચંચળતા સ્વભાવમાંથી નીકળી જશે. મંત્રના પ્રભાવે તને સમજાશે કે, इदं शरीरं परिणामपेशलं पतत्यवश्यं श्लथसन्धि जर्जरम्। આ શરીર એક દિવસ જીર્ણ થઈને અવશ્ય પડી જવાનું છે.'

આમ કહી મંત્ર આપ્યો. મહાત્માજી જાણતા હતા કે પાંચમા વર્ણના ત્રિકમથી બીજું કંઈ બની શકે તેમ નથી.

ત્રિકમે શ્રદ્ધા સાથે મંત્રજપનો આરંભ કર્યો. એકાદ વર્ષ દૃઢ આસને જપ કરતાં તેને પોતાની અંદર મંત્રનો પ્રભાવ પ્રકટપણે દેખાવા લાગ્યો પછી મહાત્માએ ત્રિકમને ચિત્રોડમાં ભાણસાહેબના પુત્ર ખીમસાહેબ પાસે જવા આજ્ઞા કરી. ત્રિકમે કહ્યું: 'ભગવન્, મને અછૂતને તેઓ શિષ્ય બનાવશે?'

'હા અવશ્ય બનાવશે. મારા નામથી કહેજે એટલે તને તેઓ સ્વીકારશે. જોકે તારે માટે હવે ગુરુની જરાય આવશ્યકતા નથી. છતાં પ્રાચીન પરિપાટી સાચવવી એ સંતોની રીત છે, માટે તું ત્યાં જા અને ખીમસાહેબનો શિષ્ય બન. કબીરસાહેબના ઘરની નીતિ ઉદાર છે. તેઓ છૂતાછૂતના ચક્કરમાં અટવાઈ યોગ્ય મુમુક્ષુનો અનાદર કરતા નથી.'

મહાત્માજીના આગ્રહથી ત્રિકમ ચિત્રોડ આવ્યા. બહારથી ખીમસાહેબને ખબર મોકલાવી કે એક ત્રિકમ નામે મહેતરોની ગુરુ જ્ઞાતિમાં જન્મેલ આપનાં દર્શન કરવા આવ્યો છે.

ખીમસાહેબ ભાણસાહેબના પુત્ર થાય. ભાણસાહેબ ગૃહસ્થાશ્રમી હતા. જાતે લોહાણા હતા. તેમણે નાદ અને બુંદ એમ બે પ્રકારની પોતાની પરંપરા ચાલુ કરી છે. રવિસાહેબ, મોરારસાહેબ વગેરે તેમની નાદ-પરંપરાના છે. ખીમસાહેબ તેમની બુંદપરંપરાના છે. ખીમસાહેબ યોગ અને ભક્તિમાર્ગના ખૂબ અભ્યાસી હતા અને ગૃહસ્થ છતાં ત્યાગ-

મૂર્તિ હતા. ભાણ જેવા પિતાના તમામ શુભ સંસ્કારો તેમનામાં ઊતર્યા હતા. તેઓ દરિયાસ્થાનમાં ગંદેતા.

ત્રિકમના સમાચાર આવ્યા ત્યારે તેઓ કેટલાક લોહાણા ગૃહસ્થો સાથે દરિયાપીરના મંદિર સામે બેસી જ્ઞાનચર્ચા કરતા હતા. ખબર મળતા તેઓ ઊઠી બહાર ગયા અને ત્રિકમને જોયો. જોતાં જ સિદ્ધ સિદ્ધની સિદ્ધિને સહજમાં જાણી લે એ રીતે ખીમસાહેબ ત્રિકમમાં રહેલ શક્તિ જાણી ગયા અને તેની સામે જઈ તેને હૃદય સાથે ચાંપી અંદર લાવી પોતાની પાસે બેસાડી બોલ્યા :

'બાપ ત્રિકમ, ભલે આવ્યો. તારા જેવા સિદ્ધોથી ભાણનાં ઘર શોભશે.' ત્રિકમે મહાત્માનો સંદેશો કહ્યો અને શરણે રાખવા વિનંતિ કરી.

'ત્રિકમ! મહાત્માનો સંદેશો તારા રોમેરોમમા દેખાય છે. તું મહાસિદ્ધ છે. 'મંત્ર જાપ મમ દૃઢ વિશ્વાસા' આ રામાયણવાક્યને તેં સિદ્ધ કર્યું છે.'

ખીમસાહેબ દરિયાસ્થાનમાં ગરોડાને બેસાડે અને તેને પોતાનો માની કાયમ રહેવા કહે; આ વાત લોહાણા ગૃહસ્થોને ગમી નહીં. એ સમયે લોકો આવી બાબતમાં ખૂબ જ સાંકડા વિચારો ધરાવતા અને આભડછેટના નામથી ત્રાસી જઈ પંચમ વર્ણના સ્પર્શમાં પાપ માનતા.

'જ્યાં માસ્તાન કે રઘુવંશીઓ બેસે તે દરિયાસ્થાનમાં મેંતરો બેસાડવામાં આવે, આ તો કેમ પોસાય?' એક ઉતાવળિયા લોહાણા ગૃહસ્થ બોલી ગયા.

'શેઠ! પારખ વિના હીરો પથ્થર દેખાય. ત્રિકમ કોણ છે એ તમો જાણો નહીં. તમને સહુને દુઃખ થતું હોય તો આ રહ્યું તમારું દરિયાસ્થાન. બેસાડો મારતાનને–અને બેસો તમો સહુ. ભાણસાહેબની કૃપાથી ખીમ જ્યાં બેસશે ત્યાં દરિયાપીરને આવવું પડશે, સમજ્યા?'

બીજા ગૃહસ્થોએ બોલનારને વારી સમાધાની કરી કે મહાત્મા-ઓની ગતિ મહાત્માઓ જાણે. અને આમ કહી બધા ત્યાંથી ઊઠી ગયા. છતાં કચવાટ તો થયો જ.

બીજે દિવસે ખીમસાહેબે ત્રિકમને કંઠી બાંધી ભેખ આપ્યો. ત્રિકમસાહેબ નામ પાડી, ભાણધરના આશ્રિત બનાવી રજા આપી.

*

ત્રિકમસાહેબની કીર્તિસૌરભ સૌરાષ્ટ્રની ચારે દિશામાં પ્રસરી ગઈ. આમરણના ભીમ નામે મહેતરના ગુરુએ ત્રિકમસાહેબને પોતાને ત્યાં નોતર્યા. પંદર દિવસ આનંદ કરી-કરાવી પોતે તેમનો શિષ્ય બન્યો અને રજા આપી.

ત્રિકમસાહેબ બે ત્રણ હરિજન સંતો સાથે જવા નીકળ્યા. બંદરે આવતાં મછવામાં બેસવામાં ભાંજગડ ઊભી થઈ. મછવાવાળો ત્રિકમસાહેબને મછવામાં લે તો તેમાં બેસનારા બીજા સવર્ણોએ ઊતરી જવાની ધમકી આપી. ગરીબ મછવાવાળો મુસીબતમાં પડ્યો. વાત ત્રિકમસાહેબના જાણવામાં આવતાં તેમણે મછવાવાળાને સવર્ણો-ને લઈ ને જવાની રજા આપી અને પોતે મછવાની પાછળ ખાડીના જળ પર પછેડી પાથરી અને તેના ઉપર શિષ્યો સાથે બેસી ગયા. મછવાની પાછળ પછેડી ત્રણ માનવીઓને લઈ ચાલવા લાગી. મછવા-માં બેસનારાઓ આ દશ્ય જોઈ શરમાયા અને ત્રિકમસાહેબના ચરણમાં દૂરથી નમ્યા.

(રાજકોટના કાદિર ભાભાબ્બાજ પાસે આવી સિદ્ધિ હતી. તે પછેડી પાથરી આજીનદીના પટમાં પાણી પર બેસતા અને લોકો નાવ પ્રમાણે પછેડીને ખેંચી ચલાવતા; પછેડી પાણીમાં ભિજાતી નહીં. આ વાત રાજકોટનાં તમામ નાગરિકો જાણે છે. ભાભાજી સં. ૧૯૪૦માં હયાત હતા.)

આ પ્રકટ સિદ્ધિ પછી ત્રિકમસાહેબની નામના કચ્છ-કાઠિયા-વાડ અને ગુજરાત સુધી ફેલાઈ. અનેક સંતો મહંતો તેમના દર્શનાર્થે આવવા લાગ્યા.

ત્રિકમસાહેબ પોતાનો દેહ છોડી જવાના સમયને જાણી ગયા, એટલે પોતાના સેવકો અને અંતેવાસીઓને બોલાવી કહ્યું: 'મારા દેહને

મારા ગુરુ ખીમસાહેબની સમાધિ પાસે ચિત્રોડમા દરિયાસ્થાનમા સમાધિમા બેસાડજો '

સમય થતા તેમણે દેહ છોડી દીધો સગાંએ અને અતેવાસી ઓએ પાલખી તૈયાર કરી તેમા નિરમ સાહેબના મૃતદેહને ગોઠવ્યો, ગાતા-બજાવતા દરિયાસ્થાનમા સમાધિ દેવા ચાલ્યા

આ સમાચાર લોહાણા ગૃહસ્થોને મળ્યા તેમને આ વાત ગમી નહી તેમણે આ લોકોને અહી આવતા અટકાવવા બદોબસ્ત કર્યો થોડા જુવાનોને લાઠીઓ સાથે માર્ગ રોકી ઊભા રાખ્યા

વણકરો, ચમારો, મહેતરો અને સાથે અનેક ઉચ્ચવર્ણના શિષ્યો સાથે શબની પાલખી ગામમા આવી ચિત્રોડના નાગરિકો સામનો કરવા તૈયાર જ હતા ધૂળની ફાંટો અને લાઠીઓ ઊપાડી આવનાર પણ તેવા જ તૈયાર હતા, તેઓ જાણતા હતા કે દરિયા સ્થાનમા નિરમસાહેબને સમાધિ દેવી એ આસાનીથી થઈ જાય તેવું કામ નથી એટલે પ્રથમથી જ પૂરી તૈયારી કરી નીકળ્યા હતા ડાળી બરાબર દરવાજાથી વીસેક કદમ આગળ આવી ત્યા ગામલોકો અધીરા થયા આગળ આવનાર પર લાઠીઓ પડવા લાગી સામા પક્ષે તેવી જ ઉગ્રતાથી જવાબ વાળવાનો આરંભ કર્યો ગામલોકો ઘમરોળ બધાઈ ગયા રજપૂતો, ઠક્કરો અને અન્ય કાઠિયાવાડો હાજર હતા

સહુની અજાયબી વચ્ચે નિરમસાહેબ ડાળીમાથી સજીવ બની નીચે ઊતરી ગયા લાઠીઓ અદ્ધર રહી ગઈ કોઈના પર કોઈ ઘા કરી શક્યુ નહી નિરમસાહેબે ઓઢેલો છોડ્યો આ કૌતુક બનાવ બન્યો નિરમસાહેબ આગળ ચાલ્યા પાછળ મડળી અબીલ-ગુલાલ ઉડાડતી, ગાતી, બજાવતી ચાલવા લાગી લાઠી લઈ મારવા આવનારી વ્યક્તિ ઓ ઊભી લાઠી ભોય પર પડે તેમ નિરમસાહેબના પગમા પડવા લાગી

આખોય જનસમાજ દરિયાસ્થાનમા આવ્યો વગર રોકટોકે ખીમસાહેબની સમાધિ પાસે નિરમસાહેબ માટે સમાધિ ખોદવામા આવી નિરમસાહેબ તેના કિનારા પર બેસી એક ભજન ગાઈ આખો

બંધ કરી ગયા. શરીરમાંથી ચેતના નાબૂદ થઈ, ડાહ્યા માનવીઓએ બરાબર તપાસ કરી કે તેમના દેહમાં પ્રાણ નથી. આવી ખાતરી થતાં સૌના જયનાદ વચ્ચે તેમને સમાધિમાં બેસાડવામાં આવ્યા. સહુએ મૂઠી મૂઠી માટી આપી અને સમાધિ પૂરવામાં આવી.

આજ પણ ખીમસાહેબની સમાધિ પાસે ત્રિકમસાહેબની સમાધિ જોવામાં આવે છે. દર્શનાર્થીઓ ગુરુ–શિષ્યની સમાધિનાં સાથે દર્શન કરી યોગસિદ્ધિની શક્તિનો પરિચય પામે છે.

ત્રિકમસાહેબની સમાધિના દિવસે આજે પણ હરિજનોને દરિયાસ્થાનમાં જવાની છૂટ છે.

## ૧૪ : સિદ્ધ ખીમદાસજી–સીમરોલી

**बहता पानी निर्मला बंधा गंदा होय।**
**साधुजन रमता भला दाग न लागे कोय॥**

વહેતું પાણી નિર્મળ રહે છે, પણ બંધિયાર પાણી ગંદું થાય છે. એ જ રીતે સ્થાન બાંધી રહેનાર સંતો કરતાં ફરતારામ વધુ ઉત્તમ જીવન જીવી શકે છે. તેમના જીવનમાં ડાઘ લાગવાનો અવકાશ રહેતો નથી.

મહાત્મા ખીમદાસજી એવી જ પ્રકૃતિના હતા. તેઓ નાનીશી જમાત સાથે ભારતનાં મુખ્ય તીર્થોમાં ભ્રમણ કરતા. દર ત્રણ વર્ષે ચડાવ પર જતા સંતોમાં તેમની શાખ ઊંચી અંકાતી.

તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા. પ્રભાસ થઈ ગિરિરાજ ગિરનારની પ્રદક્ષિણા કરી પોરબંદર સુદામાજીના દર્શનાર્થે જવા નીકળ્યા. માર્ગમાં સામસામા તંબુઓની બે હારો, ઘોડાંઓ અને યુદ્ધનો સાજ સજેલા યુવાનોને ફરતા જોયા.

ત્યારના સમયમાં આ નવી ઘટના ન હતી; જતાં સંતસ્વભાવે સહજ તપાસ કરાવતાં ખીમદાસજીને જાણવા મળ્યું કે, જૂનાગઢ અને પોરબંદરની હદ અહીં મળે છે. વચ્ચેની જમીન પર બંને દાવો કરે

છે. પોરના ધણી રાણાએ પોતાની માલિકી માની એનો કબજો લેવા સૈન્ય મોકલાવ્યું. એ ખબર જૂનાગઢ મળતાં નવાબસાહેબે પોતાનું સૈન્ય મોકલ્યું. બન્ને વચ્ચે નાની ઝપાઝપી થઈ. પરિણામ એકે બાજુના લાભમા આવ્યું નહીં. આથી બન્ને પક્ષો પડાવ નાખી ત્યાં પડ્યા. પૂરું એક વર્ષ વીત્યું. રાણાપક્ષે મેર લોકો અને નવાબ પક્ષે આરબો જિદ્દી બન્યા હતા. નકરારી ભાગ કોનો છે, આ પ્રશ્નનો સાચો ઉકેલ આવતો ન હતો. દરરોજ નાની નાની ઝપાઝપી થાય, બન્ને પક્ષોનાં બેચાર માણસો ઘવાય, મરે અને પાછા વિખરાઈ જાય. કોઈ તસુભર જમીન જતી કરવા તૈયાર ન હતું.

મહાત્મા શ્રી ખીમદાસજીના હૃદયમાં બન્ને રાજાઓની જીદ માટે ખેદ થયો. આટલા વિશાળ દેશના સ્વામીઓ નજીવી જમીનની મમતે દરરોજ માનવહત્યાઓ કરાવે, તેમના વચનથી માનવીઓ કપાય, તેમનાં બાળબચ્ચાંઓ વડીલની છત્રછાયા ગુમાવે; ખરેખર આ શોચનીય વસ્તુ રાજાઓને જરા પણ ખેદ કરાવે નહીં, આવા માનવસ્વભાવ માટે એમને તિરસ્કાર પેદા થયો.

તેઓ ત્યાં જ જમાત સાથે ઊતરી પડ્યા અને ક્રમવાર બન્ને પક્ષોને સમજાવવા લાગ્યા. તેમણે નવાબના સેનાપતિના તંબુમાં જઈ તેને સમજાવ્યો: 'ભાઈ, તમો નેક મુસ્લિમ છો. આવી તુચ્છ બાબત માટે ઇન્સાનનાં લોહી રેડાવો છો એ શું આપને શોભે છે? નવાબ તો રાજા છે. તમારામાં કહેવત છે કે ' રાજા, વાજા ને વાંદરાં.' પ્રભાસથી ઘોરાજી સુધીની ધરતીના ધણીથી આટલી થોડી ધરતીનો મોહ જતો કરી શકાતો નથી? તમો પણ એને સમજાવી આ હત્યાકાંડ અટકાવતા નથી?'

નવાબી સેનાનો આગેવાન બોલ્યો: 'આપ નેક સખુનો કહી ગયા, પરંતુ અમો તો સૈનિક છીએ, સિપાઈભાઈ માત્ર હુકમની બરદાસ્ત કરી જાણે. અમારામાં આથી વધારે સમજ હોતી નથી; મરવું, મારવું એ અમારા માટે સહજ વાત છે. આપ નવાબસાહેબને મળો. તેઓ નામદાર હુકમ કરે તો કાલે જ છાવણી ઉપાડી રવાના થઈ જાઉં.'

એ જ રીતે મહાત્માજી પોરના આગેવાનોને મળ્યા અને માનવીઓનાં વ્યર્થ વેડફાતા જીવન માટે તેમને સમજાવ્યા કે, 'તમો હિંદુ છો, જ્ઞાની છો, હિત–અહિતમાં સમજો છો. આ વિનાકારણ થતો રક્તપાત બંધ કરો. આપણાં શાસ્ત્રો કહે છે કે,

यत्र यदस्ति तत्र तदनुभवस्तत्त्वम् ।

જે વસ્તુ જે રૂપગુણમાં હોય તેને તે રીતે જોવી–જાણવી આનું નામ જ્ઞાન.

જે પૃથ્વીના સ્વામિત્વ માટે તમારા રાણા આટલા માણસોનાં બલિદાન ચડાવે છે તે પૃથ્વી રાણાજી સાથે જશે? આના માટે સાચો જવાબ નકારમાં છે. તો આવી નાશવાન વસ્તુ માટે આવડો ઉન્માદ શા માટે? ભાઈઓ, રાણાજી મેડી પર બેસી વટના નામ પર મરવા કે મારવાની વાતો ભલે કરે; કારણ કે તે દરરોજનાં કરુણ દશ્યો જોવા અહીં હાજર નથી; પણ તમો તો હાજર છો, નજરોનજર કળાયેલા માનવીઓની કરુણ દશા અનુભવો છો, છતાં તમારું હૈયું ભીનું થતું નથી આ અજાયબ વાત છે. આમાં શૌર્યની વાતો કરવી એ ખોટો આત્મસંતોષ છે. ક્ષત્રિયોની તલવાર તો આતતાયીઓ અને પ્રજાપીડક ચોરોની કાંધ પર પડતાં શોભે. રોટી માટે નોકરી કરનારને કાપવામાં શૂરવીરતા નથી, રણશોભા નથી. બન્ને રાજાઓ ધરતી માટે તમોને કપાવે છે. તેમાં જીતનાર ભોગવશે, તમારાં બાળકો રઝળી પડશે. તમો વેદનાની ઊંડી ગર્તામાં ધકેલાઓ છો. આજથી આ વ્યવસાય ઈશ્વરની ખાતર બંધ કરો.'

મેર સરદારે પણ જૂનાગઢના સરદાર જેવો જ જવાબ આપ્યો: 'મહારાજ, રાણાજી તરફથી હુકમ આવે એટલે અમો તે જ વખતે લડાઈ બંધ કરી ઊપડી જઈએ. હુકમ વિના અમારાથી આ જમીન મૂકીને જવાય નહીં', યુદ્ધ બંધ કરાય નહીં.'

મહાત્માજી સમજી શક્યા કે આ દુર્ઘટના સહજમાં નિવારી શકાય તેવી નથી. સોરઠના રાજાઓ જ્યાં સુધી આવી ગાંડાઈને

ગૌરવ સમજતા હશે, ત્યાં સુધી આવા નરહત્યાકાંડો સરજાવાના જ.
ખીમદાસજી ત્યાંથી પાછા આવી આસન પર બેઠા. તેમને ખૂબ જ
રંજ થયો.

બીજે દિવસે બન્ને પક્ષોને નવી કુમક મળી. જલદી આ પાર કે
કે પેલે પાર જવા હુકમો મળ્યા. આરબો અને મેરોમાં સળવળાટ
વધ્યો. સવારોની દોડધામ વધી. નવી તોપો આવી. જંજાળો ગોઠવાઈ.
ખાઈના મોરચા બંધ કરી બન્ને પક્ષ સામસામે આડ હથિયારે લડવા
તૈયાર થયા. બન્ને પક્ષો તરફથી મહાત્માજીને દૂર ચાલ્યા જવા વિવેક
સાથે સૂચના અપાઈ.

મહાત્માજીએ પોતાના પટ્ટશિષ્યને બોલાવી તેના હાથમાં દૂધનું
પાત્ર મૂકીને કહ્યું: 'બિહારી! જા, નવાબના સેનાપતિને જઈને કહે
કે, આ ગુરુ-પ્રસાદીનું દૂધ આપ થોડું લઈને પછી યુદ્ધે ચડો એટલે
તમારી ફતેહ થશે. મને આજ્ઞા થઈ એટલે આપવા આવ્યો છું.
આમ કહી તેને એક પ્યાલો ભરી દૂધ આપજે.

તે જ રીતે રાણાની છાવણીનો તંબુમાં જઈ મેર આગેવાનને
કહેજે કે આ ચરણામૃત છે, માટે તમારે આજે પીવું જ જોઈએ;
એથી યુદ્ધના વિજયનું પરિણામ રાણાજી તરફ આવશે. આમ કહી
પાઈને અહીંયાં આવ. પછી જ આપણે અહીંયાંથી ચાલી નીકળ-
વાની તૈયારી કરીએ.'

બિહારી ગુરુઆજ્ઞા માની દૂધ સાથે તંબુમાં ગયો અને ગુરુના
કહેવા પ્રમાણે જૂનાગઢના સેનાપતિને કહેતાં એ મરવા-મારવાની
આખરી રમત રમવા તૈયાર થયેલા માનવીએ દૂધ લીધું અને આખોય
પ્યાલો ગટગટાવી ગયો. બિહારી ત્યાંથી પોરની છાવણીમાં ગયો.
તમામ સૈનિકો મોતને ભેટવા અને સામા પક્ષને ભેટાડવા તૈયાર થઈ
ઊભા હતા. દૂધ સાથે બિહારી તંબુમાં ગયો અને મહાત્માજીના
સંદેશા સાથે દૂધ આપ્યું. આગેવાને શ્રદ્ધા સાથે દૂધ લીધું અને પી ગયો.

બન્નેના પેટમાં દૂધ જતાં જ સિદ્ધરાજની સિદ્ધિની શક્તિથી

તેમના એ વિચારો બદલાઈ ગયા. બન્ને પક્ષના આગેવાનો મળ્યા અને ચર્ચાને અંતે નક્કી થયું કે નવાબ અને રાણા પોતાના હકની સ્થિરતા માટે જાતે જ આવી દ્વંદ્વયુદ્ધથી નક્કી કરી લે. તેમના માટે આપણે માનવસંહાર કરવો વ્યર્થ છે. સૈનિક તરીકે આપણી ફરજ એ છે કે પરદેશીઓ દેશ પર આક્રમણ કરે ત્યારે દેશની સ્વતંત્રતા રક્ષવા મરી ફીટવું, પણ આવી તસુ જમીનના નિર્ણય માટે એક-બીજાનાં ગળાં રેંસવાં એ તો સોરઠને વધુ નબળો પાડવો અને આવા એકહથ્થુ સત્તા ભોગવતા સાહેબીના ધણીઓની જડ સોરઠવાસીના લોહીથી મજબૂત કરવી એ તો પાપ છે, દેશને દગો દેવા જેવી વાત છે. નવાબ બીબીઓ સાથે મોજ માણે અને સૈનિકોનાં સ્ત્રી–બાળકો રોટી માટે નિરાધાર બને આનું નામ બહાદુરી નહીં પણ બેવકૂફી છે.

બન્ને સેનાઓમાં હળીમળીને રહેવાના હુકમો છૂટ્યા. મહાત્માજી-એ ધાર્યું નિશાન પડ્યું માની સંતોષ અનુભવ્યો.

આ સમાચાર જૂનાગઢ અને પોરબંદર પહોંચ્યા. બન્ને તાજધારીઓ ક્રોધથી સળગી ઊઠ્યા. તેમણે સેના અને સેનાપતિઓને બેવફા કહ્યા, દગાખોર તરીકે ઓળખાવ્યા અને જાતે તકરારવાળી ધરતી પર આવ્યા. બન્ને પોતાની સાથે મોટો રસાલો લાવ્યા કે જેથી બેવફા સરદારોને સહજમાં પકડી શિક્ષા કરી શકાય.

નવાબ અને રાણાજીના આવવાના સમાચારે સૈન્યમાં નવચેતના આવી. બન્ને પક્ષના આગેવાનો માર્ગ પર હાજર રહ્યા અને પોતાના સ્વામીઓને સત્કારી તંબુમાં લીધા.

નવાબ સાહેબે આરબ જમાદારને બોલાવી ખુલાસો પૂછતાં પોતાનાં હથિયાર છોડી નવાબ સામે મૂકી કહ્યું : 'નામદાર! હું આપની આવી નોકરી કરી શકું તેમ નથી. આપે જાતે સૈન્યની આગેવાની લઈ રાણાના સૈન્ય પર ધસવું જોઈએ. મને તો આ તકરાર ફિઝુલ દેખાય છે.' આમ કહી તે તંબુ બહાર ચાલ્યો ગયો.

નવાબ આશ્ચર્યમાં ડૂબી ગયા. પોતાના અત્યંત વિશ્વાસુ જમા-

દારનો જવાબ તેને વિચિત્ર લાગ્યો. સિપાઈઓએ તો હુકમ મળતાં મોરચા પર જવું જ જોઈએ, તો આ જમાદારને આવું ડહાપણ કોણે શીખવ્યું હશે?

નવાબ સાંજ સુધી ત્યાં રહ્યા. તપાસના અંતે તેમને જણાયું કે સામે જે જમાત પડી છે, તેના મહંત ખીમદાસે દૂધ પાયું. આથી બન્ને તરફના આગેવાનોના વિચારો બદલાઈ ગયા.

રાણાની તપાસમાં પણ એ જ વાત આવી. તેના સરદારે પણ હથિયાર છોડ્યાં અને જાતે લડી નિકાલ લાવવા જણાવ્યું.

નવાબે પોતાના રસાલાના જુવાનોને બાવાને ખસેડવા માટે અને જાય નહીં તો તોપે ઉડાડવા હુકમ આપ્યો. નિશાન–ડંકા વાગતાં આરબો વ્યૂહબદ્ધ ગોઠવાઈ ગયા અને મહંતને ત્યાંથી ચાલ્યા જવા માટે ખબર આપવામાં આવી. યોગીરાજે પોતે અહીંથી જરા પણ હડવાના નથી એમ જણાવ્યું. આરબો જમાતને વીંટળાઈ વળ્યા. તેની સામે તોપો લાવી મોરચો માંડ્યો. મહાત્માના શિષ્યો પણ લડવા તૈયાર થયા. મહંતે તેમને શાંત કર્યા.

આ સમાચાર રાણાના સૈન્યમાં પહોંચતાં મેર લોહી તપી ગયું. તમામ મેરો સંતની જમાતને ઘેરી વળેલા આરબો પર તૂટી પડવા આવી પહોંચ્યા. મામલો વિફર્યો. જમીન માટે લડનાર હવે સાધુઓ માટે લડવા તૈયાર થયા. મહંતજીએ બહાર આવી મેરભાઈઓને ત્યાંથી ચાલ્યા જવા અને પોતાની ચિંતા નહીં કરવા સૂચના આપી. આરબોને પોતાની શક્તિ વાપરવા જણાવવામાં આવ્યું. આરબો આગળ વધ્યા. બસ, એક બે ત્રણ કદમ ભરતાં તમામ સૈનિકો થંભી ગયા. મહંતની યોગશક્તિ વડે સહુ જડવત્ બની ગયા. તેમની હાથ ઉપાડવાની તાકાત પણ ઓસરી ગઈ.

આ સમાચાર નવાબને પહોંચાડવામાં આવ્યા. નવાબ દોડી મહાત્માના ચરણમાં પડ્યો. મહાત્માએ રાણાને નવાબની હાજરીમાં પોતાની સામે બોલાવ્યા અને સૈનિકો પરથી યોગિક શક્તિપ્રયોગ પાછો

ખેંચી-લેવાયો.. નવાબની આજ્ઞા મળતાં આ નવા રસાલાના યુવાનો છાવણીમાં ગયા.

થોડી વારે રાણાજી આવ્યા. મહાત્મા ખીમદાસજીએ બન્નેને દૂધની એકેક કટોરી પાઈ મૈત્રી કરાવી અને હવે પછી આવા મોરચા ઊભા ન કરવા આજ્ઞા કરી. સાથે સાથે તેમને જીવનનો મર્મ અને સંસારની અસારતા સમજાવી વ્યર્થ વ્યામોહ છોડવા માટે બોધ આપ્યો. બન્ને રાજકર્તાઓને જણાવ્યું કે, તમે ગમે તેટલા સીમાડા વધારો, તેને દૃઢ કરો, સેનાઓ વધારો, પરંતુ આખરે આમાંનું કશુંય કાળના બળ સામે ટકવાનું નથી. સૌરાષ્ટ્રમાં એક દિવસ એવો ઉદય પામ્યો હશે કે નવાબની નવાબી અને રાણાના ઘરમાં પોરનું પાદર નહીં હોય. આ ભાવિ અમીટ છે. બને તેટલા ભલાઈનાં ભાથાં બાંધી લો. નવાબ ! તમો તો પરભોમના છો એટલે તમોને તો શું કહેવું ? પરંતુ રાણા તો જન્મે-વતને સોરઠી છે. સોરઠની પ્રજાના વધ માટે એક સોરઠી તૈયાર થાય એ પાપ છે. પ્રજાના લોહીના કાદવ પર સિંહાસનો રચનાર આજના રાજાઓ ભવિષ્યમાં વંશ સાથે રહેવાના નથી.

બન્ને રાજકર્તાઓ મહાત્માના શિષ્યો બની દીન ભાવે નમ્યા અને તકરારી જમીન મહાત્માજી ખીમદાસજી મહારાજને અર્પણ કરી. મહાત્માજીએ એક સ્થાનમાં નહીં રહેવાની પોતાની જીવનનીતિ જણાવી; પરંતુ ભાવિમાં ફરીથી સંગ્રામો થાય નહીં માટે તેમને બંને રાજવીઓએ ગામ વસાવી રહેવા ખૂબ પ્રાર્થના કરી. જનહિતાર્થે મહાત્માજીએ જમીન સ્વીકારી અને ત્યાં ગામ વસાવ્યું. મઠ-મંદિર થયાં. આજે આ ગામ સીમરોલી એ નામે ઓળખાય છે. મહંતની સીમરોલી એવા નામે પણ તે લોકોમાં ઓળખાય છે. મહાત્મા ખીમદાસજીની સિદ્ધિના પ્રતાપે સોરઠી જુવાનો બચી ગયા. પોર અને નવાબી વચ્ચે શાંતિ સ્થપાઈ. આજે સીમરોલી છે. સ્થાન છે. તેમના વંશજો છે.



'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઉપયોગી પુસ્તકો

## ધર્મગ્રંથો

### રામાયણો

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ ૧-૨, | ૧૦-૦ |
| વાલ્મીકિ રામાયણ ૧-૨, | ૧૨-૦ |
| ગિરધરકૃત રામાયણ | ૫-૦ |
| શ્રીરામચરિતમાનસકોશ | ૦-૫૦ |
| તુલસી રામાયણનાં મહાવાક્યો | ૦-૫૦ |

### પુરાણો

| | |
|---|---|
| મહાભારત (૭ ગ્રંથોમાં) | ૬૪-૦ |
| શાંતિપર્વ-મહાભારતનું | ૧૦-૦ |
| શ્રીમદ્ ભાગવત ૧-૨ | ૧૦-૫૦ |
| શ્રી શિવમહાપુરાણ ૧-૨, | ૧૨-૦ |
| શ્રીમદ્ ભગવતી ( દેવી ) ભાગવત | ૬-૫૦ |
| એકાદશ સ્કંધ-ભાગવતનો ( એકનાથી ટીકા ) | ૬-૦ |
| એકાદશ સ્કંધ-ભાગવતનો | ૨-૫૦ |
| વિષ્ણુપુરાણ ... | ૪-૫૦ |

### ઉપનિષદો

| | |
|---|---|
| માણ્ડૂક્ય ઉપનિષદ | ૬-૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ | ૨-૦ |
| સો ઉપનિષદો ... | ૫-૦ |
| ઈશ અને કેન ઉપનિષદ | ૧-૨૫ |
| મહાવાક્યરત્નાવલિ ... | ૧-૦ |

### શ્રીમદ્ શંકરાચાર્યકૃત ગ્રંથો

| | |
|---|---|
| મોહમુદ્‌ગર અને બીજાં દશ રત્નો ... | ૧-૦ |
| શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... | ૦-૭૫ |
| સ્તોત્રસંગ્રહ ... | ૦-૬૨ |
| સર્વવેદાંત સિદ્ધાંત-સારસંગ્રહ | ૧-૨૫ |
| વિવેકચૂડામણિ ... | ૧-૦ |
| મણિરત્નમાલા ... | ૧-૫૦ |
| શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર ... | ૧-૫૦ |
| હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ... | ૦-૧૨ |
| પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત આનંદલહરી | ૦-૧૮ |

## ધર્મકથા–પ્રાર્થના

| | | | |
|---|---|---|---|
| ચંડીપાઠ ... ... | ૧–૨૫ | ઈશ્વરપ્રાર્થનામાળા ... | ૩–૦ |
| શ્રી સત્યનારાયણની કથા | ૦–૭૫ | સંતોની ફૂલવાડી | ૦–૫૦ |
| પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૨–૫૦ | નારાયણકવચ | ૦–૫૦ |
| નિત્યપાઠ | ૦–૭૫ | શ્રીશિવમહિમ્નઃ સ્તોત્ર... | ૦–૫૦ |
| શ્રીએકાદશીમાહાત્મ્ય | ૧–૫૦ | શ્રીવિષ્ણુસહસ્રનામ .. | ૦–૨૫ |
| જપ અને નામસ્મરણ | ૧–૨૫ | ભીષ્મસ્તવરાજ ... | ૦–૧૫ |
| રામકૃષ્ણ વાર્તાલાપ (પુ.૧લું) | ૨–૫૦ | હનુમાનચાલીસા ... | ૦–૦૬ |
| ,, ,, (પુ. ૨જું) | ૨–૦ | ગજેન્દ્રમોક્ષ . | ૦–૩૭ |
| તુકારામગાથા ૧–૨ | ૬–૦ | ભગવતપ્રસાદ ... | ૦–૨૫ |
| ધર્મજ્યોતિ | ૧–૫૦ | કંઠાભરણમ્ .. | ૦–૨૫ |
| ઉપદેશસારસંગ્રહ | ૧–૫૦ | પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ... | ૦–૩૭ |
| આપણો ધર્મ | ૨–૦ | ગંગામાતા .. | ૦–૩૭ |
| સંતગુરુનો પરિચય | ૨–૦ | મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૨૫ |
| શ્રીસુબોધરત્નાકર | ૧–૫૦ | જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૨૫ |
| સદ્બોધસરિતા ... | ૧–૫૦ | તંત્રની સાધના | ૦–૨૫ |
| સુબોધ કથાસાગર ... | ૨–૦ | શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (ભાગ ૧) | ૦–૫૦ |
| સંતોની અનુભવ–વાણી | ૧–૫૦ | | |
| સંતની વાતો ... | ૧–૫૦ | | |
| ધર્મકથાઓ | ૧–૫૦ | | |
| સુબોધક કથાવાર્તાઓ | ૧–૫૦ | | |
| બોધક વાર્તાઓ | ૧–૫૦ | | |

## ગઝલો–કાવ્યો

| | | | |
|---|---|---|---|
| કાવ્યસંક્ષેપ | ૧–૫૦ | વિશ્વજ્યોતિ ... | ૦–૨૫ |
| ગુજરાતની ગઝલો | ૧–૦ | મનને ... ... ... | ૦–૧૯ |
| મારા સો કાવ્યો | ૦–૭૫ | શ્રીમંતોનો સડો ... | ૦–૨૫ |

# वेदांत–तत्त्वज्ञान

| | |
|---|---|
| योगवासिष्ठ महारामायण १–२ | १४–० |
| वृत्तिप्रभाकर ... | ५–०० |
| पंचदशी ... ... | ४–५० |
| युक्तिप्रकाश ... | १–५० |
| तत्त्वानुसंधान ... | ३–० |
| सनातन धर्म (पंचशती) | १–० |
| सनत्सुजातनो उपदेश अर्थात् मृत्युनुं रहस्य ... | ०–७५ |
| सूर्यकांत ... ... | २–० |
| त्रीजी आंख ... | १–० |
| जीवन्मुक्तिविवेक ... | १–२५ |
| कपिल अने देवहूति | ०–६२ |
| वेदांत–रसबिंदु ... | ०–७५ |
| बळवान बनो ... | ०–७५ |
| स्वरूपविचार ... | ०–६२ |
| भक्तियोग (विवेकानंद) | २–० |
| हठयोगप्रदीपिका ... | १–५० |

*

| | |
|---|---|
| मोक्षनो मार्ग (कैवल्यनवनीत) | ०–५० |
| लघु योगवासिष्ठसार ... | ०–३७ |
| ज्ञानलहरी ... ... | ०–५० |
| दृग्दृश्यविवेक ... | ०–१२ |
| ध्यान अने ज्ञान ... | ०–१९ |
| विचारसागर (हिंदी पद्य) | ०–३७ |
| योगवासिष्ठनां सूत्रो | ०–२५ |
| प्रवासी ... ... | ०–३७ |
| विचारमाळा ... | ०–५० |
| पुरोगामी ... ... | ०–२५ |
| शांडिल्य भक्तिसूत्र | ०–३७ |
| अवधूतगीता | १–२५ |
| श्रीरामगीता ... | १–७५ |
| अष्टावक्रगीता | ०–५० |
| पांडवगीता ... | ०–२५ |
| ज्ञानेश्वर ने चांगदेव... | ०–३७ |
| मनोबोध (मनाचे श्लोक) | ०–५० |
| नारदनां भक्तिसूत्रो ... | ०–१९ |
| परमहंस श्री रामकृष्णदेवनां वचनामृतो ... | ०–३७ |
| श्री रामकृष्ण उपदेश | ०–३७ |
| मदालसा अने अलर्क | ०–३१ |
| गीतांजलि ... | ०–३७ |

# જીવનચરિત્રો

પિતામહ ભીષ્મ ... ૧–૦
ભારતના વીર પુરુષો ૨–૫૦
શિવાજી છત્રપતિ ... ૧–૨૫
અકબર ... ... ૧–૦
જોન ઑફ આર્ક ... ૦–૭૫
બેન્જામિન ફ્રેંકલિન ... ૧–૨૫
બૂકર ટી. વૉશિંગ્ટન ૧–૫૦
મહર્ષિ દયાનંદ ... ૧–૫૦
હંસ મહારાજ ... ૨–૫૦
સ્વામી ભાસ્કરાનંદ ... ૧–૨૫
સ્વામી સહજાનંદ ... ૧–૫૦
સંત તુકારામ ... ૩–૦
સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ ૧–૩૭
આખ્યાનમાળા
(ભાગ ૧લો) ૩–૦
મહર્ષિ દધીચિ અને બીજાં
બે આખ્યાનો ... ૦–૫૦
ભક્તચરિત્ર ... ... ૨–૦
સ્વામીશ્રી નિત્યાનંદ ... ૦–૫૦
આદર્શ ચરિત્રસંગ્રહ (૨) ૩–૦
યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... ૦–૫૦
શ્રી રામચંદ્ર દત્ત અને
નાગમહાશય ૧–૦

મહાત્મા દાદૂ દયાળ ... ૦–૫૦
સોરઠી સંતો ... ૧–૨૫

*

ગૌતમ બુદ્ધ ... ૧–૫૦
શ્રીમત્ શંકરાચાર્ય ... ૧–૦૦
મહાત્મા ટૉલ્સ્ટૉય ... ૧–૨૫
મીરાં દાસી જનમ જનમકી ૦–૭૫
સ્વચિત્રો ... ૧–૦
વ્યક્તિ–ચિત્રો ... ૧–૫૦

*

દેવર્ષિ નારદ ... ૦–૩૧
સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા
એકનાથ ... ૦–૩૭
ભક્ત પીપાજી ... ૦–૩૭
બાળકોના વિવેકાનંદ ૦–૨૫
સંતશિરોમણિ નામદેવ ૦–૫૦
વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર ૦–૨૫
સંત મૂળદાસ ... ૦–૩૭
ગુજરાતના ભક્તો ... ૦–૭૫
ગોસ્વામી તુલસીદાસ... ૦–૩૭
નાનભટ્ટ બાપા ... ૦–૨૫
શ્રીશુકદેવજી ... ૦–૩૫
જડભરત ... ... ૦–૧૯
ભક્ત પ્રહ્લાદ ... ૦–૩૭
દત્તાત્રેય (અવધૂત)... ૦–૨૫